ટીકાઃ—કારણ કે, પોતાના શરિર કરતાં બીજાં પુત્રાદિકપર અધિક પ્રીતી હોય છે, તે ઉપરથી પશુપક્ષીઓના મોહ અને જ્ઞાનની સમાનતા સિદ્ધ કરી. હવે મનુષ્યોમાંપણ એ મોહ અને જ્ઞાન સમાનજ છે. બતાવે છે. કે, હે શરેષ્ટ પુરૂષ રાજા, માણસો પણ પુત્રો તરફ અભિલાષયુકત હોય છે. ધારે છે કે, એ મોટાં થશે ત્યારે અમને પ્રત્યુપકાર કરશે, એવા લોભથી પક્ષીઓ જેમ બચ્ચાંને પાળેછે, તેમ માણસોપણ પાલણ કરે છે; પરંતુ નિસ્ચે પ્રત્યુપકાર કરશે એમ નથી. પોતાના તથા પારકા પુત્રાદિકો, માબાપને શી રીતનાં સુખદુઃખાદિક આપે છે તે જોયા છતાં, મનુષ્યો વારંવાર પુત્ર પર લોભદૃષ્ટિ કરે છે, અને આ આગળ જતાં ઉપકાર કરશે એવી આશા રાખે છે. એ ઉપરથી મનુષ્યોપણ પક્ષી વગેરેવાળા ગુણયુક્ત છે, તો સર્વમાં મોહ તથા જ્ઞાન સમાન છે એમ સિદ્ધ થયું. ॥ ૩૯ ॥

तथापिममतावर्तेमोहगर्तेनिपातिताः ॥
महामायाप्रभावेणसंसारस्थितिकारिणा ॥४०॥

ટીકાઃ—પરંતુ જે એવા પ્રકારના લોક વ્યવહાર અવલોકન કરે છે, તેઓને પણ આ સંસારથકી વિરકતી શાથી થતી નથી ? એમ પુછીશ, તો કહું છું કે, એ રીતે પુર્વોક્ત પ્રકારે લોક વ્યવહાર હાલ પ્રત્યક્ષ અનુભુત છે; તથાપિ મહામાયાના પ્રભાવથી, આ મેં સંપાદન કર્યું, તથા આ પદાર્થો મારા છે, એવો જે બુદ્ધિનો ભ્રમ, તેવાને એજ પ્રવૃત થાય છે. એવા અનેક ભમરાવાળી મોહરૂપી ગતીમાં આ સર્વ લોક પડેલા છતાં, તેવીજ રીતે પ્રથમ પ્રમાણે સંસારમાં આસક્ત થઇને વર્તે છે; પરંતુ વિરક્ત થતા નથી. ॥ ૪૦ ॥

तन्नात्रविस्मयःकार्योयोगनिद्राजगत्पतेः ॥
महामायाहरेश्चैषातयासंमोह्यतजगत् ॥४१॥

ટીકાઃ—તો એ મહામાયાની આશ્ચર્યકારક શક્તિ છે ? એમ પુછીશ તો, એ શક્તિ બાબત સમજાવું છું કે, સાક્ષાત જગત્પત્તિ જે શ્રી હરી, તેમનીજ એ તમોગુણાત્મક યોગનિદ્રારૂપ મહામાયા જાણવાં. તેમણેજ આ સકલ જગત મોહિત કર્યું છે, તો તે બાબત તું આશ્ચર્ય પામીશ નહીં. ॥ ૪૧ ॥

ज्ञानिनामपिचेतांसिदेवीभगवतीहिसा ॥
बलादाकृष्यमोहायमहामायाप्रयच्छति ॥४२॥

ટીકાઃ—કારણ કે, એ ભગવતી મહામાયા દેવી, જેના યોગ પરિપકવ થયા ન હોય એવા સામાન્ય જ્ઞાની પુરૂષોનાં પણ અંતઃકરણો બળાત્કારે આકર્ષણ કરીને, અત્યંત મોહયુક્ત કરે છે, તો તારા જેવા સંસારી પુરૂષની તો વાતજ શી! તો એ માયાએજ આ ત્રૈલોકયને લગતું ચરાચર વિશ્વ ઉત્પન્ન કરીને, મોહરૂપી જાળમાં બાંધિ લીધું છે. ॥ ૪૨ ॥

तयाविसृज्यतेविश्वंजगदेतच्चराचरं ॥
सैषाप्रसन्नावरदानृणांभवतिमुक्तये ॥४३॥

ટીકાઃ—મતલબ કે, આ જગતની મુકિત થવી એ, પરમ દુર્લભ છે. એમ ભાસે છે. એવી શંકા કરીશ નહીં; કારણ કે, મનુષ્યોએ એ ભગવતીની યથોકત રીતીએ ઉપાસના કરીને, એમનેજ નિત્યનૈમિતિક સકળ કર્મો સમર્પણ કરવાં, એટલે તે પ્રસન્ન થઇને, મનુષ્યોને મોક્ષાર્થક વરદાન આપનારાં થાય છે. ॥ ૪૩ ॥

साविद्यापरमामुक्तेर्हेतुभूतासनातनी ॥
संसारबंधहेतुश्चसैवसर्वेश्वरेश्वरी ॥४४॥

ટીકાઃ—પરંતુ એકજ વસ્તુમાં બંધનપણાનો તથા મોક્ષપણાનો એવા ઉભય ધર્મ શાથી રહે છે? એવી શંકા કરતો હોય, તો કહું છું કે, તે મહામાયા, સર્વેશ્વરથકી સ્વયેં ઇશ્વરત્વ સંપાદન કરનારાં હોવાનેલીધે, તેમને વિષે કોઇપણ પ્રકારની અસંભાવના કરવાને યોગ્ય નથી; કારણ કે, તે ભગવતી, વિદ્યા તથા અવિદ્યા એમ ઉભય રૂપેછે. તેમાં વિદ્યા એ, ઉત્તમ પુરૂષાર્થનું સાધનભુત એવી અનાદિ કાળથી સિદ્ધ હોવાઉપરથી મુકિતની હેતુભુત છે, અને તેજ અવિદ્યારૂપેં સંસારરૂપી બંધનને હેતુભુત થાય છે. ॥ ૪૪ ॥

॥राजोवाच॥ भगवन्काहिसादेवीमहामायेतियांभवान् ॥
ब्रवीतिकथमुत्पन्नासाकर्मास्याश्चकिंद्विज ॥४५॥

ટીકાઃ—રાજા પ્રશ્ન પુછે છે કે, હે તપરૂપી ઐશ્વર્યસંપન્ન ઋષિ, જેમને આપ મહામાયા કહો છો, તે દેવીની જાતી કોણ ? તે શી રીતે ઉત્પન્ન થયાં તથા તેમનું કર્મ કયું ? ॥ ૪૫ ॥

यत्प्रभावाचसादेवीयत्स्वरूपायदुद्भवा ॥
तत्सर्वंश्रोतुमिच्छामित्वत्तोब्रह्मविदांवर ॥४६॥

ટીકાઃ—અને હે બ્રહ્મસંપન્ન મુનિ, એ દેવીનો સ્વભાવ કેવો ? તેમનુ સ્વરૂપ કેવું તથા તેમની ઉત્પત્તિ શી રીતે ? એ સર્વ આપના મુખારવીંદ થી હું શ્રવણ કરવાને ઇચ્છું છું. ॥ ૪૬ ॥

॥ऋषिरु०॥ नित्यैवसाजगन्मूर्तिस्तयासर्वमिदंततं ॥
तथापितत्समुत्पत्तिर्बहुधाश्रूयतांमम ॥४७॥

ટીકાઃ—ઋષિ ઉત્તર આપે છે કે, તે માયા સર્વ જગતને આશ્ચર્યભુત છતાં, તેમણે આ સંપુર્ણ વિશ્વને કર્યું છે. મતલબ કે, તે મુખ્ય, ઉત્પત્તિરહિત, અનાદિસિદ્ધ છે, તથાપિ તેમની વિશેષ પ્રકારે ગૌણોત્પત્તિ હું વર્ણવું તે તું શ્રવણ કર. ॥ ૪૭ ॥

देवानांकार्यसिद्ध्यर्थमाविर्भवतिसायदा ॥
उत्पन्नेतितदालोकेसानित्याप्यभिधीयते ॥४८॥

ટીકાઃ—તે ઉત્પત્તિ એવી કે, જે સમે એ આદિશક્તિ ઉત્પત્તિ તથા નાશથકી રહિત છતાં, દેવોની કાર્યસિદ્ધીને અર્થે આવિર્ભુત થાય છે, તે સમે તે શક્તિ ઉત્પન્ન થયાં એમ લોકમાં કહેવાય છે. ॥ ૪૮ ॥

योगनिद्रांयदाविष्णुर्जगत्येकार्णवीकृते ॥
आस्तीर्यशेषमभजत्कल्पांतेभगवान्प्रभुः ॥४९॥

ટીકાઃ—એ દેવીએ દેવોની પ્રાર્થનાથી શી રીતે અવતાર લીધો ? એમ પુછીશ તો કહુંછું કે, જે સમય બ્રહ્મદેવના દિવસનો અંત થઇને પૃથ્વિ જલમય થાય છે, તે સમય વિષ્ણું ભગવાન પોતાના લોકનું પાલણ કરવાના વ્યવ્હારને ઢાંકી દેનારી તામસી શક્તિરૂપી યોગનિદ્રાનો અંગીકાર

કરીને, વિસ્તિર્ણ શેષશય્યાપર શયન કરે છે; પરંતુ કેવલપ્રાકૃત [હલકા] જનોની પેઠે એ નિદ્રા તેમને મોહવડે આવરણ (પડદો) કરતી નથી; કારણ કે, તે પ્રભુ સ્વતંત્ર હોવાનેલીધે, એ યોગનિદ્રાનો સ્વેચ્છાથીજ સ્વીકાર કરીને, લીલાને અર્થે માત્ર નેત્રમિલન કર્યું. ॥ ૪૯ ॥

तदाद्वावसुरौघोरौविख्यातौमधुकैटभौ ॥
विष्णुकर्णकमलोद्भूतौहंतुंब्रह्माणमुद्यतौ ॥५०॥

ટીકાઃ--તે સમય એ વિષ્ણુના કાનને લગતા મેલથી મહા ભયંકર તથા લોકોમાં જે હાલ વિખ્યાત છે તે મધુકૈટભ નામના બે અસુર ઉત્પન્ન થઇને, તેઓ બ્રહ્મદેવનો સંહાર કરવાને ઉદ્દ્યુક્ત થયા. ॥ ૫૦ ॥

सनाभिकमलेविष्णोः स्थितोब्रह्माप्रजापतिः ॥
दृष्ट्वातावसुरौचोग्रौप्रसुप्तंचजनार्दनं ॥५१॥

ટીકાઃ--તે વખત બ્રહ્મદેવ કયાં હતા ? એમ પુછીશ તો કહું છું કે, તે સમય વિષ્ણુના નાભિકમલપર એ પ્રજાપતિ સ્થિત હતા. તેમણે એ બે મહાઉગ્ર અસુરોને જોતાંજ એ અસુરોના, પોતાનો (બ્રહ્મદેવનો] વધ કરવાના ઉદયોગની, ખબર કરવાસારૂ જનાર્દનને (ભગવાનને) જોયા, તો તેમને નિદ્રા પ્રાપ્ત થઈ હતી. ॥ ૫૧ ॥

तुष्टावयोगनिद्रांतामेकाग्रहृदयस्थितः ॥
विबोधनार्थायहरेर्हरिनेत्रकृतालयां ॥५२॥

ટીકાઃ--તે વખત એ બ્રહ્મદેવ, એકાગ્ર અંતઃકરણથી સ્થિત હોતાથકા, એ શ્રીહરીના નેત્રકમલનો આશ્રય કરનારી યોગનિદ્રાની, હરીને જાગૃત કરવાસારૂ સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૫૨ ॥

विश्वेश्वरींजगद्धात्रींस्थितिसंहारकारिणीं ॥
निद्रांभगवतींविष्णोरतुलांतेजसःप्रभुः ॥५३॥

ટીકાઃ--એ યોગનિદ્રા તથા પરમેશ્વરની મુલ શક્તિ, એ ઉભયને એક સ્વરૂપ માનીને, યોગનિદ્રાનું મહત્વ દર્શાવે છે કે, એ જગજ્જનનિ હોવા-

નેલીપે, સંપુર્ણ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરનારી છે; માટે તે સમગ્ર વિશ્વનીપણ ઇશ્વરી ઠરે; કારણ કે, તે ભગવતી વિષ્ણુની અનુપમ્ય નિદ્રાછે એમ જાણીને; મહા તેજસ્વી સૃષ્ટિકર્તા બ્રહ્મદેવ, તેમની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૫૩ ॥

॥ब्रह्मोवाच॥त्वंस्वाहात्वंस्वधात्वंहिवषट्कारःस्वरात्मिका ॥
सुधात्वमक्षरेनित्येत्रिधामात्रात्मिकास्थिता ॥५४॥

ટીકાઃ--તે એમ કે, હે વૃદ્ધિ તથા ક્ષય રહિત અનાદિસિદ્ધ દેવી, સકળ દેવોના ઉદ્દેશથી દાન કરવાની મંત્રરૂપ જે સ્વાહા નામની અગ્નિની પત્ની, તે તમેજ છો. તેમજ પિતરોના ઉદ્દેશથી દાન કરવાની મંત્રરૂપ સ્વધા નામની જે પિતૃપત્નિ, તે પણ તમેજ છો, વળી જેમાં વષટ એવા મંત્રનો ઉચ્ચાર કરીને યજ્ઞદેવનું અવ્હાન કરવું પડે છે, તે વષટકાર નામનો જે યજ્ઞ તે પણ તમેજ છો. અ, આ ઇત્યાદિ સોળ સ્વરાત્મિકાપણ તમેજ, અમૃતરૂપીણી પણ તમેજ, અને -હ્રસ્વ, દીરઘ તથા ત્રિમાત્રક પ્લુત એવી ત્રિવિધ માત્રાત્મિકા છતાં, અકાર, ઉકાર તથા મકાર એવા ૐકારરૂપેપણ તમેજ સ્થિત છો. ॥ ૫૪ ॥

अर्धमात्रास्थितानित्यायानुच्चार्याविशेषतः ॥
त्वमेवसंध्यासावित्रीत्वंदेविजननीपरा ॥५५॥

ટીકાઃ--અને હે દેવી, અર્ધમાત્રાત્મિકા એવી વ્યંજનરૂપેપણ તમે સદા કાલ સ્થિત છતાં, જે શબ્દનો વિશેષે કરીને ઉચ્ચાર થતો નથી તે પણ તમેજ છો, તથા સવિતૃ નામે દેવોની આરાધનાના મંત્રરૂપેપણ તમેજ છતાં, સર્વની ઉત્કૃષ્ટ જનનીપણ તમેજ છો. ॥ ૫૫ ॥

त्वयैतद्धार्यतेविश्वंत्वयैतत्सृज्यतेजगत् ॥
त्वयैतत्पाल्यतेदेवित्वमत्स्यंतेचसर्वदा ॥५६॥

ટીકાઃ-કારણ કે હે દેવી, તમેજ આ સંપુર્ણ જગત્ ઉત્પન્ન કરીને, તેને પોતાની પ્રકૃતિરૂપમાં ધારણ કરતેથકે, આ જગતનું સર્વદા પાલણપણ કરો છો; અને પ્રલય સમય આ જગત, સ્વસ્વરૂપે ફરી સ્થાપન કરીને, એક

રૂપે સ્થિત હો છો. ॥ ૫૬ ॥

विसृष्टौसृष्टिरूपात्वंस्थितिरूपाचपालने ॥
तथासंहृतिरूपांतेजगतोस्यजगन्मये ॥५७॥

ટીકાઃ--તે એમ કે, હે જગદ્રુપિણી, આ જગતની ઉત્પત્તિનો કાલ પ્રાપ્ત થાય, એટલે તમે સૃષ્ટિરૂપી કર્મ કરવા બાબત રજોગુણાત્મક બ્રહ્મદેવની પ્રકૃતિ ધારણ કરીને રહેલાં હો છો. તેમજ પાલણ કરવાસારૂ, સ્થિતિરૂપ સત્વગુણાત્મક વિષ્ણુંની પ્રકૃતિ ગ્રહણ કરો છો, અને પ્રલયકાલ પ્રાપ્ત થાય એટલે તત્કાલ આ જગતનો સંહાર કરવા બાબત તમોગુણાત્મક રૂદ્રરૂપ પણ ધારણ કરો છો, તો તમે જગન્મય છો. ॥ ૫૭ ॥

महाविद्यामहामायामहामेधामहास्मृतिः ॥
महामोहाचभवतीमहादेवीमहासुरी ॥५८॥

ટીકાઃ--અને હે દેવી, તમેજ તત્વમસ્યાદિ મહાવાક્ય, લક્ષણા, મહાવિદ્યા તથા ચિદાનંદરૂપ જીવાત્માને સંસારરૂપ અનર્થ ઉત્પન્ન કરવાના હેતુનું મુલ અવિદ્યા છો. તેમજ ભગવાનની સર્વ શક્તિરૂપ મહા બુદ્ધિ, તેમજ બ્રહ્મદેવને સૃષ્ટિ ઉત્પન્ન કરવા બાબત પુર્વકલ્પમાંથી સૃષ્ટિની સ્મૃતિ ઉત્પન્ન કરવાના હેતુયુક્ત સ્મૃતિ, તેમજ સંસારી જીવોની સ્ત્રીપુત્રાદિ પરિવારરૂપ સ્નેહપાશમાં ફસાવનારાં મહા મોહરૂપિણી છતાં, તમેજ સકલ દેવો તથા હિરણ્યાક્ષાદિ દૈત્યોની શક્તિ છો. ॥ ૫૮ ॥

प्रकृतिस्त्वंचसर्वस्यगुणत्रयविभाविनी ॥
कालरात्रिर्महारात्रिर्मोहरात्रिश्चदारुणा ॥५९॥

ટીકાઃ—તેમજ તમેજ આ સંપુણ ચરાચર વિશ્વમાં સત્વ, રજ તથા તમ એ ત્રિગુણની, પ્રત્યેક વસ્તુમાં પૃથક પૃથક ભાવના દેખાડનાર મુલ પ્રકૃતિ છતાં, પ્રત્યેક મન્વાદિના પ્રલયકાલે સર્વનો સંહાર કરવા બાબત મહા ભયંકર કાલસત્રી [ કાલનું ક્ષેત્ર ] છો; વળી બ્રહ્મદેવની પ્રલયકાલરૂપ મહારાત્રિ તથા સર્વ જીવોને મમતારૂપ વમળવાળા સંસાર સાગરમાં નાંખીને, તેમાં અજ્ઞાનરુપ અંધકારમાં મહા ભયંકર મોહ ઉત્પન્ન કરનારી કેવલ મો-

હરાત્રિપણ તમેજ છો. ॥ ५९ ॥

त्वंश्रीस्त्वमीश्वरीत्वंह्रीस्त्वंबुद्धिर्बोधलक्षणा ॥
लज्जापुष्टिस्तथातुष्टिस्त्वंशांतिःक्षांतिरेवच ॥६०॥

ટીકાઃ–તેમજ સંપતિ, ઐશ્વર્યશક્તિ, હ્રિ [ પ્રતિવ્રતા સ્ત્રીઓમાં સ્વભાવિક લજ્જા હોય છે તે ), જેને યોગે નિશ્ચયરૂપ જ્ઞાન થાય છે એવી બુદ્ધિ, અધર્મ બાબત અંતઃકરણની સંકોચવૃતિરૂપ લજ્જા, શરીરાદિકની વૃદ્ધિ પ્રાપ્ત થએલી પુષ્ટિ, અર્થ કરતાં બીજી વસ્તુતરફ તુચ્છત્વ બુદ્ધિરૂપ તુષ્ટિ, સર્વ વિષયોથકી ઇંદ્રિયોના ઉપશમરૂપ શાંતિ તથા અંગમાં શિક્ષા કરવાનું સામર્થ્ય છતાં અપરાધ સહનકર્તૃત્વરુપ ક્ષાંતિ. એ સર્વે પૃથક પૃથક તમારીજ મુર્તી છે. ॥ ૬૦ ॥

खड्गिनीशूलिनीघोरागदिनीचक्रिणीतथा ॥
शंखिनीचापिनीबाणभुशुंडीपरिघायुधा ॥६१॥

ટીકાઃ–અને ખડ્ગ, શુલ, મનુષ્યમસ્તક, ગદા, ચક્ર, શંખ, ધનુષ્ય, બાણ, ભૃશુંડી (બંદુક] તથા પરીઘ એ રીતનાં દશ પ્રકારનાં આયુધો, આપ આપના દશે ભુજોમાં ધારણ કરનારાં હોવાને લીધે ભયંકર દેખાઓ છો. ૬૧

सौम्यासौम्यतराशेषसौम्येभ्यस्त्वतिसुंदरी ॥
परापराणांपरमात्वमेवपरमेश्वरी ॥६२॥

ટીકાઃ–ખરૂં જોતાં તમે ભક્તજનો બાબત સૌમ્યરૂપ છતાં, અભક્તો એટલે દૈત્યોને અત્યંત ભયંકર છો; તથાપિ સકલ સુંદર વસ્તુઓમાં માત્ર એકલાં આપજ અતિ સૌદર્યયુક્ત છો; તેમજ પશ્યંતિ, મધ્યમા તથા વૈખરી એવી જે ત્રણ પ્રકારની વાણી છે તેનું કારણભુત પરારંભ્યવાણી પણ તમેજ છતાં, ત્રૈલોક્યમાનાં સકળ ઉત્કૃષ્ટ પદાર્થોના કરતાંપણ તમે સર્વોત્કૃષ્ટ ભાસો છો, માટે તમેજ પરમેશ્વરી છો. ॥ ૬૨ ॥

यच्चकिंचित्क्वचिद्वस्तुसदसद्वाखिलात्मिके ॥
तस्यसर्वस्ययाशक्तिस्सात्वंकिंस्तूयसेतदा ॥६३॥

ટીકાઃ—હે સર્વાત્મકે દેવી, સત બ્રહ્મ તથા અસત જડ વગેરે જે આ સંપુર્ણ ત્રૈલોકયમાં વસ્તુમાત્ર છે તે સર્વની જે શક્તિ, તેના કરતાં તમેજ અધિક છો તો, તમારી સ્તુતિ કરવાનું કેમ બને ? કારણ કે, પદ, પદાર્થ, સ્તુત્ય, સ્તોત્ર, સ્તુતિકર્તા તથા તેમની શક્તિ એ સર્વે, તમારાથકી અનન્ય ન હોવાને લીધે, તમારી સ્તુતિ શી રીતે બને ? ॥ ૬૩ ॥

ययात्वयाजगत्स्रष्टाजगत्पात्यत्तियोजगत् ॥
सोपिनिद्रावशंनीतः कस्त्वांस्तोतुमिहेश्वरः ॥६४॥

ટીકાઃ—એ ઉપરથી સ્તવન કરવાને ફરીથી અશક્યત્વ દર્શાવે છે કે, જે બ્રહ્મદેવના રૂપથી જગતની ઉત્પત્તિ કરે છે, વિષ્ણુરૂપથી પાલન કરેછે તથા રૂદ્રરૂપથી પ્રલય કરે છે એવા જે વાસુદેવ ભગવાન, તેમનેપણ તમે નિદ્રાગ્રસ્ત કર્યા, તો આપની સ્તુતિ કરવાને આ લોકમાં કયો પુરૂષ સામર્થ્યવાન થશે ? ॥ ૬૪ ॥

विष्णुश्शरीरग्रहणमहमीशानएवच ॥
कारितास्तेयतोतस्त्वांकस्तोतुंशक्तिमान्भवेत् ॥६५॥

ટીકાઃ—તમેજ વિષ્ણુ, હું બ્રહ્મા તથા મહાદેવ એ ત્રિવર્ગપણ પ્રાકૃત શરીરથી રહિત છતાં, તેમનેપણ તમે માયામય દેહનો સંયોગ કરાવો છો, તો આપનું સ્તવન કરવાને કયો પુરૂષ શક્તિમાન થશે? ॥ ૬૫ ॥

सात्वमित्थंप्रभावैस्स्वैरुदारैर्देविसंस्तुता ॥
मोहयैतौदुराधर्षावसुरौमधुकैटभौ ॥६६॥

ટીકાઃ—તો એવા પોતિકા અદભ્રુત ઊદાર પ્રભાવથી, આપ સમીચીન પ્રકારે સ્તુતિ કરવાને યોગ્ય છો; માટે દુર્વૃત્ત મધુકૈટભ નામના બંન્ને અસુરોને મોહિત કરો. ॥ ૬૬ ॥

प्रबोधंचजगत्स्वामीनीयतामच्युतोलघु ॥
बोधश्चक्रियतामस्यहंतुमेतौमहासुरौ ॥६७॥

ટીકાઃ—તે એમ કે, આ જગતના સ્વામી અચ્યુતને, સજ્જનોનું પાલન

તથા દુષ્ટોનો સંહાર એ બેઉ કાર્યો બાબત તમે શીઘ્ર જાગૃત કરીને, હાલમાં એ બંન્ને અસુરોનો સંહાર કરવાસારૂ બોધ કરો. ॥ ૬૭ ॥

॥ ऋषिरुवाच ॥

एवंस्तुतातदादेवीतामसीतत्रवेधसा ॥
विष्णोःप्रबोधनार्थायनिहंतुंमधुकैटभौ ॥६८॥

ટીકાઃ—ऋષિ કહેછે. એ રીતે તે સમય તે ઠેકાણે બ્રહ્મદેવે એ મધુકૈટભના વધને અર્થે વિષ્ણુને જાગૃત કરવાસારૂ એ યોગનિદ્રારૂપ તામસી દેવીની સ્તુતિ કરી. ॥ ૬૮ ॥

नेत्रास्यनासिकाबाहुहृदयेभ्यस्तथोरसः ॥
निर्गम्यदर्शनेतस्थौब्रह्मणोऽव्यक्तजन्मनः ॥६९॥

ટીકાઃ—તે સમય એ દેવી વિષ્ણુનાં નેત્ર, મુખ, નાસિકા, બાહુ, હૃદય તથા વક્ષસ્થલ (છાતી] વગેરેથકી પ્રગટ થઇને, એ ઇશ્વરના નાભિકમલમાં પ્રગટ થએલા બ્રહ્મદેવને દેખતાં છતાં, તેમની આગળ સ્થિત થયાં. ૬૯

उत्तस्थौचजगन्नाथस्तयामुक्तोजनार्दनः ॥
एकार्णवेहिशयनात्ततः सददृशेचतौ ॥७०॥

ટીકાઃ—એ રીતે યોગનિદ્રાએ એ જનાર્દન ભગવાનના શરીરમાંની વ્યાપ્તિનો ત્યાગ કરતાંજ, એ જગન્નાથે પ્રલયોદક માંની શેષશય્યાપરથી ઉઠીને જોયું, તો એ બંન્ને દૈત્યો દૃષ્ટિએ પડ્યા, ॥ ૭૦ ॥

मधुकैटभौदुरात्मानावतिवीर्यपराक्रमौ ॥
क्रोधरक्तेक्षणावत्तुंब्रह्माणंजनितोद्यमौ ॥ ७१ ॥

ટીકાઃ—તો તે અતિશય વિર્યપરાક્રમસંપન્ન દુરાત્મા મધુકઇટભ, ક્રોધથી આરક્ત નેત્રયુક્ત હોતાથકા, બ્રહ્મદેવને ભક્ષણ કરવા બાબત ઉદ્યુક્ત થયા છે. ॥ ૭૧ ॥

समुत्थायततस्ताभ्यांयुयुधेभगवान्हरिः ॥

पंचवर्षसहस्राणिबाहुप्रहरणोविभुः ॥ ७२ ॥

ટીકાઃ—એમ જોતાંજ જગદ્વ્યાપક શ્રીહરી ભગવાન તત્કાલ ઉઠીને, એ બેઉની સાથે પાંચ સહસ્ર વર્ષસુધી બાહુયુદ્ધ કરવા લાગ્યા. ॥ ૭૨ ॥

तावप्यतिबलोन्मत्तौमहामायाविमोहितौ ॥

उक्तवंतौवरोस्मत्तोव्रियतामितिकेशवं ॥ ७३ ॥

ટીકાઃ—તથાપિ એ દૈત્યો અતિ બલનેલીધે ઉન્મત્ત હોવાથી, ભગવાનને પણ આ અજીત છે એમ ન જાણવાથી, તેમને એ મહામાયાએ મોહિત કર્યો. તે વખત મધુકૈટભ દૈત્ય ભગવાનને કહેવા લાગ્યો કે, જે વરદાન તમને ઇષ્ટ [વાહાલું, પ્રિય] હોય તે તમે અમારી પાસેથી માગી લ્યો. ૭૩

भगवानु०भवेतामद्यमेतुष्टौममवध्यावुभावपि ॥

किमन्येनवरेणात्रएतावद्विवृतंमया ॥ ७४ ॥

ટીકાઃ—ત્યારે ભગવાન બોલ્યા કે, હે અસુરો, જો તમે પ્રસન્ન થયા હો, તો મારા હાથથી વધ પામો. એટલુંજ હું તમારી પાસે માગું છું. એથી વિશેષ વરદાન લઇને મારે શું કરવું છે? ॥ ૭૪ ॥

ऋषिरुवाच०वंचिताभ्यामितितदासर्वमापोमयंजगत् ॥

विलोक्यताभ्यांगदितोभगवान्कमलेक्षणः ॥ ७५ ॥

ટીકાઃ—ઋષિ કહેવા લાગ્યા કે, એ રીતે ભગવાને એ બેઉની પાસેથી યાચના કરીને વરદાન માગી લીધું, એટલે તેઓએ ઇશ્વરની માયાથી મોહિત થયાથી, સકલ જગત જલમય થએલું જોઇને, કમલનયન ભગવાનની સાથે ભાષણ કર્યું. ॥ ૭૫ ॥

आवांजहिनयत्रोर्वीसलिलेनपरिप्लुता ॥

ऋषिरु०तथेत्युक्ताभगवताशंखचक्रगदाभृता ॥ ७६ ॥

ટીકાઃ—કે, જે ઠેકાણે પૃથ્વી જલથી ડુબેલી ન હોય, તે ઠેકાણે અમારો વધ કરો. ॥ ૭૬ ॥

कृत्वाचक्रेणवैछिन्नेजघनेशिरसीतयोः ॥
एवमेषासमुत्पन्नाब्रह्मणासंस्तुतास्वयं ॥ ७७ ॥

ટીકાઃ--ઋષિ કહે છે. તે અસુરોએ એટલું કહ્યું, એટલે તો તુરતજ શંખ, ચક્ર તથા ગદાધર ભગવાને, એ બંન્ને અસુરોનાં મસ્તકો તથા જાંગો ચક્રવડે છેદન કર્યાં. ॥ ૭૭ ॥

प्रभावमस्यादेव्यास्तुभूयःशृणुवदामिते ॥ ७८ ॥

ટીકાઃ–એ રીતે એ દેવી બ્રહ્મદેવની પ્રાર્થનાથી સ્વતઃ (પોતાની મેળ્યે] ઉત્પન્ન થયાં. એ રીતનો પ્રભાવ, હું તને ફરીથી કહું છું તે સાંભળ. ૭૮

इतिमार्कण्डेयपुराणे सावर्णिकेमन्वंतरे देवीमाहात्म्ये
मधुकैटभवधोनामप्रथमोऽध्यायः॥ १ ॥

ઇતિ શ્રી માર્કંડેય પુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી માહાત્મ્યે મધુકૈટભ
વધો નામ સાર્થ પ્રથમો અધ્યાય. ॥ ૧ ॥

---

## ॥ श्रीगणपतिर्जयति ॥

अथमध्यमचरित्रस्यविष्णुर्ऋषिः॥ महालक्ष्मीर्देवता॥ उष्णिक्छंदः॥ शाकंभरीशक्तिः॥ दुर्गाबीजं॥ वायुस्तत्वं॥ यजुर्वेदःस्वरूपं॥ महालक्ष्मीप्रीत्यर्थंमध्यचरितजपेविनियोगः॥ ॥ॐअक्षस्त्रक्परशुंगदेषुकुलिशंपद्मंधनुःकुण्डिकांदण्डंशक्तिमासिंचचर्मजलजंघंटांसुराभाजनम्॥ शुलंपाशसुदर्शनेचदधतींहस्तैःप्रसन्ननानांसेवेसैरिभमर्दिनीमिहमहालक्ष्मींसरोजस्थितां ॥

॥ ऋषिरुवाच ॥

देवासुरमभूद्युद्धंपूर्णमब्दशतंपुरा ॥
महिषेसुराणामधिपेदेवानांचपुरंदरे ॥१॥

ટીકાઃ--ફરીથી દેવી મહિમા વર્ણવીશ એવું પુર્વાધ્યાયમાં ( ગયા અધ્યાયમાં ) ઋષિએ કહેલું છે. તેપરથી એ ઋષિ, એ બાબત પુરાતન ઈતિહાસ વર્ણાવે છે. તે એમ કે, પુર્વે દેવ તથા અસુરોનું સો વર્ષસુધી યુદ્ધ થયું. તેમાં અસુરોનો અધિપતિ મહિષાસુર તથા દેવોનો અધિપતિ પુરંદર નામે ઇંદ્ર હતો. ॥ ૧ ॥

तत्रासुरैर्महावीर्यैर्देवसैन्यंपराजितं ॥
जित्वाचसकलान्देवानिंद्रोभून्महिषासुरः ॥२॥

ટીકાઃ–એમ છતાં, એ યુદ્ધમાં અસુરો મહા પરાક્રમી હોવાથી, તેઓએ દેવસેનાનો પરાજય કર્યો. એ રીતે મહિષાસુરે સકલ દેવોને જીતીને, પછી પોતેજ ઇંદ્રરૂપ ધારણ કરીને, એ દેવોનું આધિપત્ય કરવા લાગ્યો. ॥ ૨ ॥

ततःपराजितादेवाःपद्मयोनिंप्रजापतिं ॥
पुरस्कृत्यगतास्तत्रयत्रेशगरुडध्वजौ ॥३॥

ટીકાઃ–તે સમય એ પરાજીત થએલા દેવો, પ્રથમ સૃષ્ટિરૂપી પ્રજાનું આધિપત્ય કરનારા બ્રહ્મદેવને શરણે ગયા. પછી બ્રહ્મદેવ પોતાના પ્રમુખપણા નીચેના સર્વ દેવો સહિત, જ્યાં પ્રજાનું પાલન કરનારા ગરૂડધ્વજ વિષ્ણુ તથા સંહાર કર્તા રૂદ્ર [મહાદેવ) હતા ત્યાં શરણે આવ્યા. ॥ ૩ ॥

यथावृत्तंतयोस्तद्वन्महिषासुचेष्टितं ॥
त्रिदशाःकथयामासुर्देवाभिभवविस्तरं ॥४॥

ટીકાઃ--અને તે ઠેકાણે દેવોએ, મહિષાસુરે જે પ્રકારે સર્વ દેવોનો પરાભવ કર્યો હતો તે સર્વે, એ વિષ્ણુ તથા મહાદેવને સવિસ્તર કહયું. ॥ ૪॥

सूर्येंद्राग्न्यनिलेंदूनांयमस्यवरुणस्यच ॥
अन्येषांचाधिकारान्सस्वयमेवाधितिष्ठति ॥५॥

ટીકાઃ—તે એમ કે, સુર્ય, ઇંદ્ર, અગ્નિ, વાયુ, ચંદ્ર, યમ તથા વરૂણ વગેરે સર્વે દેવોનો સકલ અધિકાર હરણ કરીને, એ મહિષાસુર પોતે એ અધિકારપર બિરાજમાન થયો છે. ॥ ૫ ॥

स्वर्गान्निराकृताःसर्वेतेनदेवगणाभुवि ॥
विचरंतियथामर्त्यामहिषेणदुरात्मना ॥६॥

ટીકાઃ—એ રીતે એ દુરાત્મા મહિષાસુરે, સર્વ દેવગણોને સ્વર્ગમાંથી કાઢી મેલ્યાનેલીધે, તેઓ મનુષ્યોની પેઠે પૃથ્વીપર સંચાર કરવા લાગ્યા છે. ॥ ૬ ॥

एतद्वःकथितंसर्वममरारिविचेष्टितं ॥
शरणंवःप्रपन्नाःस्मोवधस्तस्यविचिंत्यतां ॥७॥

ટીકાઃ—હે ભગવાન, એ પ્રમાણે એ દેવશત્રૂનું કૃત્ય આપને નિવેદન કરવાસારૂ અમે આપને શરણે આવ્યા છીએ, તો આપે તેનો વધ કરવા બાબત વિચાર કરવો જોઇએ. ॥ ૭ ॥

इत्थंनिशम्यदेवानांवचांसिमधुसूदनः ॥
चकारकोपंशंभुश्चभ्रुकुटीकुटिलाननौ ॥८॥

ટીકાઃ—દેવોનાં એવાં વાક્યો સાંભળતાંજ મધુસુદનભગવાન તથા શંભુ, અત્યંત કોપયુક્ત હોયાથકા, ભૃકુટીમાં કુટિલતા ધારણ કરીને, ક્રોધવદન થયા. ॥ ૮ ॥

ततोतिकोपपूर्णस्यचक्रिणोवदनात्ततः ॥
निश्चक्राममहत्तेजोब्रह्मणःशंकरस्यच ॥९॥

ટીકાઃ—તો એટલામાં કોપથી પરિપુર્ણ થએલા ચક્રપાણી વિષ્ણુ, બ્રહ્મદેવ તથા શંકરના મુખથકી અતિ અદ્દભુત તેજ ઉત્પન્ન થયું. ॥ ૯ ॥

अन्येषांचैवदेवानांशक्रादीनांशरीरतः ॥
निर्गतंसुमहत्तेजस्तच्चैक्यंसमगच्छत ॥१०॥

ટીકાઃ—અને ઇંદ્રાદિ બીજા સર્વ દેવોના શરીરથકીપણ મહત્તેજ નિર્મા-

ણ થયું તે તથા પ્રથમ થએલા ત્રણનું મળીને સઘળું તેજ મિશ્ર થયું. ૧૦

अतीवतेजसःकूटंज्वलंतमिवपर्वतं ॥
ददृशुस्तेसुरास्तत्रज्वालाव्याप्तदिगंतरं ॥११॥

ટીકાઃ—તે વખત એ ઠેકાણે એ સઘળા તેજનો એક અત્યંત જાજ્વલ્યમાન (તેજસ્વી] છતાં પર્વત જેવડો ઢગલો થયો. તેને દેવો જોવા લાગ્યા તો તેની જ્વાલાથી દશે દિશાઓ ભરાઈ જવા લાગી. ॥ ૧૧ ॥

अतुलंतत्रतत्तेजःसर्वदेवशरीरजं ॥
एकस्थंतदभून्नारीव्याप्तलोकत्रयंत्विषा ॥१२॥

ટીકાઃ—એ રીતનું એ સર્વે દેવોનાં શરીરોથકી એકત્ર થએલું અદ્ભુત તેજ, કાત્યાયન ઋષિના આશ્રમે એકઠું થતાંજ એ તેજની એક મુર્તીમાન સ્ત્રી થઈ. તેણીની કાન્તિથી ત્રૈલોકય તેજયુક્ત થયું. ॥ ૧૨ ॥

यदभूच्छांभवंतेजस्तेनाजायततन्मुखं ॥
याम्येनचाभवन्केशाबाहवोविष्णुतेजसा ॥१३॥

ટીકાઃ—એ તેજના વિભાગોવડે એ દેવીના અંગના વિભાગો દર્શાવે છે તે એમ કે, એ તેજના ઢગલામાં શંકરનું જે સ્વેતવર્ણ (રંગ)નું તેજ હતું તે વડે એ દેવીનું ગૌર [સફેદ] વર્ણ (રંગનું) મુખ થયું, યમના તેજથી મસ્તકપરના શ્યામ રંગના કેશ, વિષ્ણુના નીલવર્ણ તેજથી અઢાર ભુજાઓ [ હાથ ], ॥ ૧૩ ॥

सौम्येनस्तनयोर्युग्मंमध्यंचैंद्रेणचाभवत् ॥
वारुणेनचजंघोरुनितंबस्तेजसाभुवः ॥१४॥

ટીકાઃ—ચંદ્રને લગતી કાન્તિથી શ્વેત રંગના સ્તનદ્વય, ઇંદ્રના તેજથી રાતા રંગની કટિ [કમ્મર), વરૂણના તેજથી જાંગો તથા પેટ, પૃથ્વીના તેજથી કટિપશ્ચાદ્ભાગ (કુલા], ॥ ૧૪ ॥

ब्रह्मणस्तेजसापादौतदंगुल्योर्कतेजसा ॥
वसूनांचकरांगुल्यःकौबेरेणचनासिका ॥१५॥

ટીકાઃ—બ્રહ્મદેવના તેજથી ચરણ તથા સુર્યના તેજથી પગની આંગળિયો લાલ રંગની થઈ, તેથીજ ચરણપણ લાલ રંગના થયા. અષ્ટ વસુના તેજથી હાથની આંગળિયો તથા કુબેરના તેજથી નાસિકા. ॥ ૧૫ ॥

तस्यास्तुदंताःसंभूताःप्राजापत्येनतेजसा ॥
नयनत्रितयंजज्ञेतथापावकतेजसा ॥१६॥

ટીકાઃ—તેમજ દક્ષાદિ પ્રજાપતીના તેજથી તેમના દાંત થયા, અને અગ્નિના તેજથી ત્રણ નેત્ર ઉત્પન્ન થયાં. ॥ ૧૬ ॥

भ्रुवौचसंध्ययोस्तेजःश्रवणावनिलस्यच ॥
अन्येषांचैवदेवानांसम्भवस्तेजसांशिवा ॥१७॥

ટીકાઃ—પ્રાતઃસંધ્યા તથા સાયંસંધ્યાના તેજથી બન્ને ભ્રૃકુટિયો તથા વાયુના તેજથી બેઉ કાન, અને એ સિવાય બીજા દેવોના તેજથી એ દેવીના બીજા અવયવો ઉત્પન્ન થયા. એ રીતનાં એ દેવી સર્વ દેવોનાં અંગોમાના સ્વકીય તેજોરૂપ અંશોવડે પ્રગટ થયાં. ॥ ૧૭ ॥

ततस्समस्तदेवानांतेजोराशिसमुद्भवाम् ॥
तांविलोक्यमुदंप्रापुरमरामहिषार्दिताः ॥१८॥

ટીકાઃ—એ રીતનાં, સમસ્ત દેવોનાં શરિરમાના તેજના ઢગલાથકી પ્રાગટ્યમાન થએલાં દેવીને અવલોકન [ જોવું ] કરતાંજ, એ સર્વ દેવોને મહિષાસુરે પીડિત કર્યા હતા, તથાપિ દર્શનથી અતિ હર્ષ થયો. ॥ ૧૮ ॥

शूलंशूलाद्विनिष्कृष्यददौतस्यैपिनाकधृक् ॥
चक्रंचदत्तवान्कृष्णस्समुत्पाट्यस्वचक्रतः ॥१९॥

ટીકાઃ—એ રીતનાં એ દેવી, જેમ સર્વ દેવાંશોથકી પ્રાગટ્ય થયાં, તેમ એ દેવીનાં આયુધ્ધો પણ દેવોએ પોતપોતાનાં આયુધોમાના એકેક અંશથી નિર્માણ કરીને, એ દેવીને આપ્યાં. તે એવાં કે, પિનાકધારી મહાદેવ, પોતાના શુલ નામના આયુધવડે આકર્ષણ કરીને, બીજું શુલ ઉત્પન્ન કર્યું, અને એ દેવીને આપ્યું. તેમજ કૃષ્ણેપોતાના.ચક્રવડે મેળવીને, ચક્ર-આપ્યું. ॥ ૧૯ ॥

शंखंचवरूणःशक्तिंददौतस्यैहुताशनः ॥
मारूतोदत्तवांश्चापंबाणपुर्णेतथेषुधी ॥२०॥

ટીકાઃ—વરૂણે પોતાના શંખથકી શંખ તથા અગ્નિએ પોતાની દાહક શક્તિમાંથી એક શક્તિ ઉત્પન્ન કરીને એ દેવીને આપી. વાયુએ ધનુષ્ય તથા બાણુથી ભરેલા બે ભાથા આપ્યા. ॥ ૨૦ ॥

वज्रमिन्द्रस्समुतात्पाट्यकुलिशादमराधिपः ॥
ददौतस्यैसहस्राक्षोघंटामैरावताद्गजात् ॥२१॥

ટીકાઃ—વળી સહસ્રાક્ષ એટલે દેવોના અધિપતિ ઇંદ્રે, પોતાના વજ્રથકી ઉત્પન્ન કરીને, તેમને વજ્ર આપ્યું; તથા ઐરાવત નામના હાથીપરની ઘંટા કહાડીને તેમને આપી. ॥ ૨૧ ॥

कालदंडाद्यमोदंडंपाशंचांबुपतिर्ददौ ॥
प्रजापतिश्चाक्षमालांददौब्रह्माकमंडलुं ॥२२॥

ટીકાઃ—યમે કાલદંડથકી નિર્માણ કરીને દંડ આપ્યો. જલાધિપતિ વરૂણે પાશ [ જાળ ] આપ્યો. પ્રજાપતિ બ્રહ્મદેવે યક્ષમાલા તથા કમંડલ એ બે આપ્યાં. ॥ ૨૨ ॥

समस्तरोमकूपेषुनिजरश्मीन्दिवाकरः ॥
कालश्चदत्तवान्खड्गंतस्याश्चर्मचनिर्मलं ॥२३॥

ટીકાઃ—તેમજ સુર્યે તે દેવીનાં સમસ્ત રૂંઆટાંનાં છિદ્રોમાં પોતાનાં કિરણો સ્થાપન કર્યાં, અને કાલાભિમાની દેવે એ દેવીને ખડગ તથા નિર્મલ ઢાલ એ બે આપ્યાં; ॥ ૨૩ ॥

क्षीरोदश्चामलंहारमजरेचतथांबरे ॥
चूडामणिंतथादिव्यंकुंडलेकटकानिच ॥२४॥

ટીકાઃ—તેમજ નિર્મલ હાર, બે નવિન વસ્ત્રો, દિવ્ય ચુડામણિ, કુંડલો, કંકણો, ॥ ૨૪ ॥

अर्धचंद्रंतथाशुभ्रंकेयूरान्सर्वबाहुषु ॥
नुपुरौविमलौतद्वद्ग्रैवेयकमनुत्तमं ॥२५॥

ટીકાઃ--લલાટ ભુષણ (દામણી), દિવ્ય ચંદ્રકોર [અર્ધચંદ્રાકારનું તાટંક અથવા અકોટી નામનું ઘરેણું], સર્વ ભુજાઓમાં ધારણ કરવાને [પહેર-વાને] યોગ્ય એવા કેયુર (બાજુબંધ અથવા વાંક], બેઉ ચરણોને શોભા આપનારાં બે નેપુર, સર્વોત્કૃષ્ટ કંઠભુષણ [ ચેજપટ્ટી, ઝુમણુ, મંગલશુત્ર તથા તુશી વગેરે ), ॥ ૨૫ ॥

अंगुलीयकरत्नानिसमस्तास्वंगुलीषुच ॥
विश्वकर्माददौतस्यैपरशुंचातिनिर्मलं ॥२६॥

ટીકાઃ–તેમજ સર્વ આંગળિયોપર પેહેરવાને યોગ્ય રત્નજડીત વિટીઓ. એ રીતના સકલ અલંકાર [ ઘરેણાં ) એ દેવીને ક્ષીર સમુદ્રે આપ્યાં. અ ને તેમને અતિઉત્કૃષ્ટ પરશુ [કુહાડી જેવું ફરશી નામનું શસ્ત્ર]. ॥ ૨૬ ॥

अस्त्राण्यनेकरूपाणितथाभेद्यंचदंशनं ॥
अम्लानपंकजांमालांशिरस्युरसिचापरां ॥२७॥

ટીકાઃ--અનેક પ્રકારનાં અસ્ત્રો [ હથિયાર] તથા અભેદ્ય [ છેદાય નહીં એવું ] કવચ (બખતર] એ ત્રણે વિશ્વકર્માએ આપ્યાં. અંબોડાપર તથા વક્ષથલ ( છાતી ]પર ધારણ કરવાને યોગ્ય એવી કમલપુષ્પની બે દિવ્ય માલાઓ. ॥ ૨૭ ॥

अददज्जलधिस्तस्यैपंकजंचातिशोभनं ॥
हिमवान्वाहनंसिंहंरत्नानिविविधानिच ॥२८॥

ટીકાઃ–તથા એ દેવીના હાથમાં ધારણ કરવાસારૂ અત્યંત સુશોભિત એવું એક દિવ્ય "કમલ સમુદ્રે આપ્યું. હિમાચલે સિંહનું વાહન તથા અનેક પ્રકારનાં રત્નો આપ્યાં. ॥ ૨૮ ॥

ददावशून्यंसुरयापानपात्रंधनाधिपः ॥
शेषश्चसर्वनागेशोमहामणिविभूषितम् ॥२९॥

ટીકાઃ—તેમજ કુબેરે પાન કરવાસારૂ મધપુર્ણ પાત્ર આપ્યું તથા જેણે આ સંપુર્ણ પૃથ્વી પોતાના મસ્તકપર ધારણ કરી એવા સકલ નાગેશ શેષે, મહારત્નમણિયોથી શોભાયમાન એવો, ॥ ૨૯ ॥

नागहारंददौतस्यैधत्तेयःपृथिवीमिमां ॥
अन्यैरपिसुरैर्देवीभूषणैरायुधैस्तथा ॥३०॥

ટીકાઃ--એક નાગહાર એ દેવીને આપ્યો. એ રીતે બીજા દેવોએ પણ અનેક પ્રકારનાં ભુષણો તથા અનેક પ્રકારનાં આયુધોવડે એ દેવીનું, ૩૦

सम्मानिताननादोच्चैस्साट्टहासंमुहुर्मुहुः ॥
तस्यानादेनघोरेणकृत्स्नमापूरितंनभः ॥३१॥

ટીકાઃ--સન્માન કરતાંજ તે આનંદથી વારંવાર ઉચ્ચ સ્વરવડે અતિશય હાસ્ય કરવા લાગ્યાં. એમના એ હાસ્યના ભયંકર નાદથી સઘળું આકાશ પરિપુર્ણ ગર્જનાયુક્ત થયું. ॥ ૩૧ ॥

अमायतातिमहताप्रतिशब्दोमहानभूत् ॥
चुक्षुभुःसकलालोकास्समुद्राश्चचकंपिरे ॥३२॥

ટીકાઃ--એ રીતના અપાર નાદથી દશે દિશાઓમાં મહાન પ્રત્યાઘાત [પડઘા] થયો; તેથી સકલ લોક [બ્રહ્માંડો] અત્યંત કંપિત થયાં, તથા સાતે સમુદ્રોપણ ખળભળ્યા. ॥ ૩૨ ॥

चचालवसुधाचेलुःसकलाश्चमहीधराः ॥
जयेतिदेवाश्चमुदातामूचुःसिंहवाहिनीं ॥३३॥

ટીકાઃ--અને સઘળી ભુમી કંપાયમાન થવાથી સઘળા પર્વતોપણ ચલાયમાન થવા લાગ્યા. એ સમય એ સિંહવાહની દેવીનાં દર્શન કરીને, સર્વ દેવો અત્યંત હર્ષથી જયજયકાર કરવા લાગ્યા. ॥ ૩૩ ॥

तुष्टुवुर्मुनयश्चैनांभक्तिनम्रात्ममूर्तयः ॥
दृष्ट्वासमस्तंसंक्षुब्धंत्रैलोक्यममरारयः ॥३४॥

टीकाः—तथा समस्त मुनिगणो भक्तिथी नम्र होताथका, ए देवीनी स्तुति करवा लाग्या. ए संपुर्ण त्रैलोक्य अत्यंत खळभळित थएलुं जोतांज, सर्व देवोना शत्रु ए असुरोपण खळभळ्या. ॥ ३४ ॥

सन्नद्धाखिलसैन्यास्तेसमुत्तस्थुरुदायुधाः ॥
आःकिमेतदितिक्रोधादाभाष्यमहिषासुरः ॥ ३५ ॥

टीकाः—अने जेनी सर्व सैन्या युद्ध करवाने तत्पर थया छतां, ए दैत्यो हाथमां नाना प्रकारनां शस्त्रो ग्रहण करीने उठया. ए समय ए महिषाशुर अति क्रोधथी ओहो आ शुं! एम बोल्यो. ॥ ३५ ॥

अभ्यधावततंशब्दमशेषैरसुरैर्वृतः ॥
सददर्शततोदेवींव्याप्तलोकत्रयांत्विषा ॥ ३६ ॥

टीकाः—एना घांटाने आधारे सर्व असुर नायको पोतपोतिकी असुर सैन्या सहित दोडी आव्या. अने ए देवीने ते वखत जोवा लाग्या, तो ते देवीनी कान्तिथी त्रैलोक्य तेजयुक्त थएलुं छे एम देख्युं. ॥ ३६ ॥

पादाक्रांत्यानतभुवंकिरीटोल्लिखितांबरां ॥
क्षोभिताशेषपातालांधनुर्ज्यानिःस्वनेनता ॥ ३७ ॥

टीकाः—तेमज ए देवीनां पगलांथी पृथ्वी डगले डगले कोमल थती हती तेम छतां, मुगुट आकाशमंडले घसातो हतो. ए रीतनां ए देवीए, धनुष्यनी पणछ खेंचीने, टंकारव शब्द कर्यो तेथी सप्तपाताळपण खळभळ्यां. ॥ ॥ ३७ ॥ ॥

दिशोभुजसहस्त्रेणसमंताद्व्याप्यसंस्थिता ॥
ततःप्रववृतेयुद्धंतयादेव्यासुरद्विषां ॥ ३८ ॥

टीकाः—अने ए देवी, ए रणभुमिमां पोतिका हजार हस्तवडे दशे दिशाओमां व्यापी रह्यां हतां. पछी ए देवी तथा दैत्योनुं भयंकर युद्ध आरंभित थयुं. ॥ ३८ ॥

शस्त्रास्त्रैर्बहुधामुक्तैरादीपितादिगंतरं ॥

महिषासुरसेनानीश्चिक्षुराख्योमहासुरः ॥ ३९ ॥

ટીકાઃ—એ બેઉના યુદ્ધમાં પરસ્પરનાં ધનુષ્યોથકી છુટેલાં અનેક પ્રકારનાં શસ્ત્રાસ્ત્રોવડે સકલ દિશાઓ પ્રદિપ્ત થઈ. તેવામાં મહિષાસુરનો સેનાપતિ ચિક્ષુરાખ્ય. ॥ ૩૯ ॥

युयुधेचामरश्चान्यैश्चतुरंगबलान्वितः ॥
रथानामयुतैःषड्भिरुदग्राख्योमहासुरः ॥ ४० ॥

ટીકાઃ—તથા ચામરાખ્ય એવા બે મહા અસુર, બીજા અનેક મુખ્ય દૈત્યોને સાથે લાવ્યા છતાં, રથ હાથી ઘોડા તથા પેદલવાળા ચતુરંગ સૈન્ય સહિત યુદ્ધ કરવા લાગ્યા; તેમજ ઉદગ્ર નામનો મહાઅસુરપણ સાઠહજાર સૈન્ય સહિત યુદ્ધ કરવાને આવી પોહોંચ્યો. ॥ ૪૦ ॥

अयुध्यतायुतानांचसहस्त्रेणमहाहनुः ॥
पंचाशद्भिश्चनियुतैरसिलोमामहासुरः ॥ ४१ ॥

ટીકાઃ—અને એક કોટી સૈન્ય લેઈને મહાહનુ, તથા પચાસલક્ષ સૈન્ય લેઈને અસીલોભા એવા બે અસુરો, યુદ્ધ કરવાને તૈયાર થયા. ॥ ૪૧ ॥

अयुतानांशतैःषड्भिर्बाष्कलोयुयुधेरणे ॥
गजवाजिसहस्त्रौधैरनेकैःपरिवारितः ॥ ४२ ॥

ટીકાઃ—તેમજ એ રણભુમિમાં બાષ્કલ નામનો અસુર, અનેક હાથી તથા અનેક ઘોડાઓવાળો છતાં, સાઠલાખ સૈન્ય સહિત આવીને યુદ્ધ કરવા લાગ્યો. ॥ ૪૨ ॥

वृतोरथानांकोट्याचकुद्धेतस्मिन्नयुध्यत ॥
बिडालाख्योयुतानांचपंचाशद्भिरथायुतैः ॥ ४३ ॥

ટીકાઃ—વળી એ યુદ્ધને પ્રસંગે વિડાલાખ્ય નામનો અસુર, એક કોટી રથવાળો છતાં, બીજા પાંચ લક્ષ રથ વધારાના સહિત એ રણભુમીમાં યુદ્ધ કરવા લાગ્યો. ॥ ૪૩ ॥

युयुधेसंयुगेतत्ररथानांपरिवारितः ॥

अन्येचतत्रायुतशोरथनागहयैर्वृताः ॥ ४४ ॥

ટીકાઃ—તેમજ તે ઠેકાણે બીજાપણ હજારો રથ, હાથી તથા ઘોડાઓવાળા. ॥ ॥ ૪૪ ॥ ॥

युयुधुस्संयुगेदेव्यासहतत्रमहासुराः ॥
कोटिकोटिसहस्त्रैस्तुरथानांदंतिनांतथा ॥ ४५ ॥

ટીકાઃ—એવા અનેક મહા અસુરો, એ રણભુમિમાં દેવીની સાથે યુદ્ધ કરવા લાગ્યા. એ યુદ્ધમાં અનેક રથ, અનેક હાથી, તથા અનેક ઘોડાઓથી વીંટાએલો. ॥ ૪૫ ॥

हयानांचवृतोयुद्धेतत्राभून्महिषासुरः ॥
तोमरैर्भिंदिपालैश्चशक्तिभिर्मुसलैस्तथा ॥ ४६ ॥

ટીકાઃ—એવો એકલો મહિષાસુર હતો. તેના સૈન્યમાના અનેક અસુરો તોમર, ભિંડિપાલ, શક્તિ તથા મુંસલો. ॥ ૪૬ ॥

युयुधुःसंयुगेदेव्याखड्गैःपरशुपट्टिशैः ॥
केचिच्चचिक्षिपुश्शक्तीःकेचित्पाशांस्तथापरे ॥ ४७ ॥

ટીકાઃ—ખડ્ગો, ફરશીઓ, પટ્ટીઓ વગેરે અનેક આયુધોથી, એ રણભૂમિમાં દેવીની સાથે યુદ્ધ કરવા લાગ્યા. તે એમ કે, કોઇએ શક્તિ તથા કોઇએ જાળ નામનાં શસ્ત્રો ફેંક્યાં; વળી કોઈ બીજાઓએ, ॥ ૪૭ ॥

देवींखड्गप्रहारैस्तुतेतांहंतुंप्रचक्रमुः ॥
सापिदेवीततस्तानिशस्त्राण्यास्त्राणिचण्डिका ॥ ४८ ॥

ટીકાઃ—ખડગપ્રહાર કર્યા. એ રીતે એ દેવીનો સંહાર કરવાને એ દૈત્યો પ્રવૃત થયા. એ સમય ચંડિકા દેવીએ એ અસુરોનાં શસ્ત્રાસ્ત્રોનું, ॥૪૮॥

लीलयैवप्रचिच्छेदनिजशस्त्रास्त्रवर्षिणी ॥
अनायस्ताननादेवीस्तूयमानासुरर्षिभिः ॥ ४९ ॥

ટીકાઃ—પોતિકાં શસ્ત્રાસ્ત્રોવડે લીલાથી છેદન કર્યું; પરંતુ ત્યાંલગિમાં એ

દેવીને કિંચિતપણ આયાસ ( મુશ્કેલી ) થયો નહીં. એ દેવી પ્રસન્નમુખી હોવા ઉપરથી તેમની દેવો તથા ઋષિઓ સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૪૯ ॥

मुमोचासुरदेहेषुशस्त्राण्यस्त्राणिचेश्वरी ॥
सोऽपिक्रुद्धोधुतशटोदेव्यावाहनकेसरी ॥ ५० ॥

ટીકાઃ–પછી એ ઇશ્વરીએ અસુરોપર અનેક શસ્ત્રાસ્ત્રો છોડયાં. એ વખત દેવીનું વાહન જે સિંહ તેપણ અત્યંત ક્રોધાવિષ્ટ હોતોથકો, પોતાની કેશવાળી કંપાયમાન કરતો હતો. ॥ ૫૦ ॥

चचारासुरसैन्येषुवनेष्विवहुताशनः
निःश्वासान्मुमुचेयांश्चयुध्यमानारणेंबिका ॥ ५१

ટીકાઃ–જેમ દાવાગ્નિ અરણ્યને દગ્ધ કરે છે, તેમ જે રણભુમીમાં અંબિકા દેવી યુદ્ધ કરતાં હતાં તેની અસુર સન્યામાં સંચાર કરતાં થકાં, વારંવાર જેટજેટલા શ્વાસ છોડવા લાગ્યાં, ॥ ૫૧ ॥

तएवसद्यःसंभुतागणाश्शतसहस्त्रशः ॥
युयुधुस्तेपरशुभिर्भिंदिपालासिपट्टिशैः ॥ ५२ ॥

ટીકાઃ–તેટતેટલા પ્રત્યેક શ્વાસથકી અકેક પ્રમાણે લાખો ગણ ( સેવક ) તત્કાલ ઉત્પન્ન થયા, અને તેઓ ફરશી, ભિંડિપાલ, ખડગ તથા પટ્ટિઓ વગેરે આયુધોથી અસુરોની સાથે યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૫૨ ॥

नाशयंतोऽसुरगणान्देवीशक्त्युपबृंहिताः ॥
अवादयन्तपटहान्गणाश्शंखांस्तथापरे ॥ ५३ ॥

ટીકાઃ--એ દેવીના ગણોની દેવીના પ્રભાવે વૃદ્ધિ થવાથી, અસુરગણોની નાશ કરતાથકા, પટહ નામનાં રણભુમીને લાયકનાં વાજાં વગાડવા લાગ્યા; તેમજ તેમના બીજા કેટલાક ગણો શંખ વગાડવા લાગ્યા. ॥ ૫૩ ॥

मृदंगांश्चतथैवान्येतस्मिन्युद्धमहोत्सवे ॥
ततोदेवीत्रिशुलेनगदयाशक्तिवृष्टिभिः ॥ ५४ ॥

ટીકાઃ—વળી કેટલાએક એ યુદ્ધરૂપી મોટા ઉત્સવમાં મૃદંગ વગાડવા લાગ્યા. એ સમય દેવીએ ત્રિશુળ, ગદા, શક્તિ. ॥ ૫૪ ॥

खड्गादिभिश्चशतशोनिजघानमहासुरान् ॥
पातयामासचैवान्यान्घंटास्वनविमोहितान् ॥ ५५

ટીકાઃ—તથા ખડગાદિકોની વૃષ્ટિ કરીને, મોટા મોટા અસુરોનો નિરંતર સંહાર કર્યો; અને તેમાં કેટલાક અસુરો પ્રથમ ઘંટાનાદથી મોહિત થએલા છતાં, તેઓનેપણ એ દેવીએ રણભુમિપર પાડયા. ॥ ૫૫ ॥

असुरान्भुविपाशेनबध्वाचान्यानकर्षयत् ॥
केचिद्द्विधाकृतास्तीक्ष्णैःखड्गपातैस्तथापरो ॥ ५६ ॥

ટીકાઃ—તેમજ જે કોઇ બીજા અસુરો હતા તેઓનેપણ જાળવડે બાંધિ લઇને ભુમિતરફ ખેંચ્યા. કેટલાકનાં અંગનાં, તીક્ષ્ણ ખડગના પ્રહારવડે બબે કડકા કર્યા તથા કેટલાકનાં. ॥ ૫૬ ॥

विपोथितानिपातेनगदयाभुविशेरते ॥
वेमुश्चकेचिद्रुधिरंमुसलेनभ्रृशंहता ॥ ५७ ॥

ટીકાઃ—અંગ, ગદાથી મર્દન કર્યા. એ રીતે અનેક અસુરો, એ રણભુમિપર પડીને ચૈણવા લાગ્યા, તથા કેટલાક અશુરો મુંસલથી અત્યંત જખમી થવાનેલીધે રૂધીર ઓકવા લાગ્યા. ॥ ૫૭ ॥

केचिन्निपतिताभुमौभिन्नाःशूलेनवक्षसि ॥
निरंतराश्शरौघेणकृताःकेचिद्रणाजिरे ॥ ५८ ॥

ટીકાઃ—કેટલાકની છાતીઓ શુલ નામના આયુદ્ધથી છેદાઇ જવાનેલીધે તેઓ ભુમિપર પડયા; વળી એ રણમંડલમાં કેટલાકોનું કેવલ બાણોનાજ સમુહથી નિવારણ કર્યું. ॥ ૫૮ ॥

सेनानुकारिणःप्राणान्मुमुचुस्त्रिदशार्दनाः ॥
केषांचिद्बाहवश्छिन्नाश्छिन्नग्रीवास्तथापरे ॥ ५९

ટીકાઃ—અને જે કોઇ અશુર સેનાના અગ્રગામી [ પેહેલે મોખરે રેહેનાર,

મોરવી ] હતા, તેમાના કેટલાકના ભુજોનું તથા કેટલાકનાં ગળાઓનું છેદન કરતાંજ, એ દૈત્યોએ પિડિત થઇને પ્રાણોનો ત્યાગ કર્યો. ॥ ૫૯ ॥

शिरांसिपेतुरन्येषामन्येमध्येविदारिताः ॥
विच्छिन्नजंघास्त्वपरेपेतुरुर्व्यांमहासुराः ॥ ६० ॥

ટીકાઃ–કેટલાક મહા અશુરોનાં મસ્તકો છેદાઈ જવાથી, કેટલાક કમ્મરમાંથી કપાઈ જવાથી તથા કેટલાકોનાં પેટ છિન્નભિન્ન થવાથી એ રણભુમિપર પડયા. ॥ ૬૦ ॥

एक बाह्वक्षिचरणाःकेचिद्देव्याद्विधाकृताः ॥
छिन्नेपिचान्येशिरसिपतिताःपुनरुत्थिताः ॥ ६१ ॥

ટીકાઃ–તેમજ એ દેવીએ કોઇનો એક હસ્ત, કોઇનું એક નેત્ર તથા કોઇનો એક ચરણ છિન્નભિન્ન કર્યા છતાં, કોઇના શરીરનાં બે ફરચાડિયાં કર્યાં; વળી કેટલાક મસ્તકો છેદન થવાથી ભુમિપર પડયા છતાંપણ પાછા અતિ વેગથી ઉઠયા. ॥ ૬૧ ॥

कबंधायुयुधुर्देव्यागृहीतपरमायुधाः ॥
ननृतुश्चापरेतत्रयुद्धेतूर्यलयाश्रिताः ॥ ६२ ॥

ટીકાઃ–એ ધડો [ મસ્તક વગરનાં શરીરો ) પણ પોતિકા હસ્તોમાં મોટાં મોટાં આયુધો પકડીને, દેવીની સાથે યુદ્ધ કરવા લાગ્યાં; તથા કેટલાંક ધડ એ યુદ્ધમાં રણવાદયોના [ યુદ્ધ સમયનાં વાજાંઓના ] નાદાશ્રયથી ( રાગના આધારથી ) નૃત્ય પણ કરવા લાગ્યાં. ॥ ૬૨ ॥

कबंधाश्छिन्नशिरसःखड्गशक्त्यृष्टिपाणयः ॥
तिष्ठतिष्ठेतिभाषंतोदेवीमान्येमहासुराः ॥ ६३ ॥

ટીકાઃ–તે એમ કે, જેમનાં મસ્તકો છિન્નભિન્ન થવા છતાં પણ ધડો, હાથમાં ખડગ, શકિત તથા ઋષ્ટિ [ બેઉ બાજુએ ધારવાળી તલવાર જેને ખંજર કહેછે) વગેરે આયુધો લઇને નાચવા લાગ્યાં, તથા કોઈ બીજા મહા અશુરો, દેવીને તીષ્ટ તીષ્ટ [ઉભી રહે, ઉભી રહે] એમ ટુંકારાથી ભાષણ કરવા લાગ્યા. ॥ ૬૩ ॥

पातितैरथनागाश्वैरसुरैश्चवसुंधरा ॥
अगम्यासाभवत्तत्रयत्राभूत्समहारणः ॥ ६४ ॥

ટીકાઃ—એ રીતે રથ, હસ્તી તથા ઘોડાઓ સહિતના જે અસંખ્ય અશુરો તે રણભુમિમાં પડેલા હતા, તેને લીધે એ રણભુમિ સર્વને અગમ્ય [સૂજન પડે એવી] થઈ. એવું એ ઠેકાણે મહા સંગ્રામ થયું. ॥ ૬૪ ॥

शोणितौघामहानद्यस्सद्यस्तत्रविसुस्त्रुवुः ॥
मध्येचासुरसैन्यस्यवारणासुरवाजिनां ॥ ६५ ॥

ટીકાઃ--તેમજ તે ઠેકાણે હસ્તી અશુર તથા અશ્વોવાળી અશુરોની જે સેના હતી, તેમાં તેનાજ રકતના પ્રવાહની મોટી મોટી નદીઓ વેહેવા લાગી. ॥ ૬૫ ॥

क्षणेनतन्महासैन्यमसुरणांतथांबिका ॥
निन्येक्षयंयथावह्निस्तृणदारुमहाचयम् ॥ ६६ ॥

ટીકાઃ--એ પ્રમાણે એ અંબિકાએ મહા અશુરોની સન્યાનો અત્યંત ક્ષય કર્યો. તે એમ કે, જેમ અગ્નિ ઘાસ અથવા લાકડાંના ઢગલાનો ક્ષય કરે છે તેમ. ॥ ૬૬ ॥

सचसिंहोमहानादमुत्सृजन्घुतकेसरः ॥
शरीरेभ्योमरारीणामसूनिवविचिन्वति ॥ ६७ ॥

ટીકાઃ—તે સમય એ દેવીનું વાહન જે સિંહ, તે એ દેવશત્રુઓના શરીરોમાના પ્રાણોનો શોધ કરતો હોય એમ, મસ્તક કંપાયમાન કરતોથકો મહા નાદ કરવા લાગ્યો. ॥ ૬૭ ॥

देव्यागणैश्चतैस्तत्रकृतंयुद्धंतथासुरैः ॥
यथैषांतुतुषुर्देवाःपुष्पवृष्टिमुचोदिवि ॥ ६८ ॥

ટીકાઃ—એ પ્રમાણે દેવીના ગણ તથા અશુરોએ એ ઠેકાણે મહત યુદ્ધ કર્યું. તેથી તે સમય સમસ્ત દેવો, દેવીના સૈન્યપર સંતુષ્ટ થયા તેથી આકા-

શમાંથી તેમનાપર પુષ્પવૃષ્ટિ કરવા લાગ્યા. ॥ ६८ ॥

इतिमार्कण्डेयपुराणेसावर्णिणकेमन्वंतरेदेवीमाहात्म्येमहिपासुरसैन्यवधोनामद्वितीयोध्यायः ॥ २ ॥

ઇતિશ્રી માર્કંડેય પુરાણે દેવી મહાત્મ્યે મહિષાસુર સૈન્યવધો નામ સાર્થેદ્વિતીયો અધ્યાયઃ ॥ ॥ ૨ ॥ ॥

———o*o———

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥ निहन्यमानंतत्सैन्यमवलोक्यमहासुरः ॥
सेनानीश्चिक्षुरःकोपाद्ययौयोद्धुमथाम्बिकां ॥ १ ॥

ટીકાઃ–ઋષિ કહે છે. એ રીતે કહ્યા પ્રમાણેના પ્રકારે દેવીએ એ અસુરસેનાનો સંહાર કરેલો જોતાંજ, પ્રથમ કહેલો ચિક્ષુર નામનો મહાઅસુર સેનાપતિ અત્યંત કોપાયમાન હોતોથકો, એ અંબીકાસાથે યુદ્ધ કરવાને દોડી આવ્યો. ॥ ૧ ॥

सदेवींशरवर्षेणववर्षसमरेऽसुरः ॥
यथामेरुगिरेःश्रृंगंतोयवर्षेणतोयदः ॥ २ ॥

ટીકાઃ––અને જેમ મેરૂ પર્વતનાં શિખરોપર જલની વૃષ્ટિ કરતોથકો મેઘ આવે, તેમ એ ચિક્ષુરાશુર દેવીપર બાણવૃષ્ટિનો વર્ષાવ કરતો આવ્યો. । ૨ ।

तस्याच्छित्वाततोदेवीलीलयैवशरोत्करान् ॥
जघानतुरगान्बाणैर्यंतारंचैववाजिनां ॥ ३ ॥

ટીકાઃ–એનાં બાણોનાં સમુહનું, દેવીએ લીલાવડે છેદન કર્યું, અને દેવીએ પોતિકાં બાણોવડે તેના ઘોડાઓ તથા સારથીનો સંહાર કર્યો. ॥ ૩ ॥

चिच्छेदचधनुःसद्योध्वजंचातिसमुच्छितम् ॥
विव्याधचैवगात्रेषुच्छिन्नधन्वानमाशुगैः ॥ ४ ॥

ટીકાઃ--તેમજ તેના ધનુષ્યનું તથા રથપર જે અતિ ઊંચી ધ્વજા હતી તેનુ તત્કાલ છેદન કર્યું; અને એ ધનુષ્ય વગરનો થયો એટલે, તેના સર્વાંગમાં તીક્ષ્ણ બાણોવડે પ્રહાર કર્યો. ॥ ૪ ॥

सच्छिन्नधन्वाविरथोहताश्वोहतसारथिः ॥
अभ्यधावततांदेवींखड्गचर्मधरोऽसुरः ॥ ५ ॥

ટીકાઃ--તે સમય એ અશુર ધનુષ્ય, રથ, ઘોડા તથા સારથી વગરનો થયા છતાં, હાથમાં ખડગ [તલવાર] તથા ચર્મ (ઢાલ) પકડીને, એ દેવીપર દોડી આવ્યો. ॥ ૫ ॥

सिंहमाहत्यखड्गेनतीक्ष्णधारेणमूर्धनि ॥
आजघानभुजेसव्येदेवीमप्यतिवेगवान् ॥ ६ ॥

ટીકાઃ--અને તીક્ષ્ણ ધારવાળા ખડગવડે સિંહના મસ્તકપર પ્રહાર કર્યો તથા દેવીનાપણ ડાબા હાથપર અત્યંત વેગથી પ્રહાર કર્યો. ॥ ૬ ॥

तस्याःखड्गोभुजंप्राप्यपफालनृपनन्दन ॥
ततोजग्राहशूलंसकोपादरुणलोचनः ॥ ७ ॥

ટીકાઃ--હે રાજપુત્ર, એ સમય એ ખડગ દેવીના ભુજસ્પર્શથીજ તત્કાલ ભાગી ગયું. તે વખત કોપથી રક્તનેત્રયુક્ત થઇને, તેણે શુલ નામનું શસ્ત્ર ધારણ કર્યું. ॥ ૭ ॥

चिक्षेपचततस्तत्तुभद्रकाल्यांमहासुरः ॥
जाज्वल्यमानंतेजोभीरविबिंबमिवांबरात् ॥ ८ ॥

ટીકાઃ-પછી એ મહા અસુરે, એ શુલ એ ભદ્રકાલીપર મોટા વેગથી નાખ્યું. એ વખત એ શુલ, તેજથી જાજવલ્યમાન હોવાનેલીધે સુર્યબિંબ સમાન આકાશમાંથી પ્રાપ્ત થયું. ॥ ૮ ॥

दृष्ट्वातदापतच्छूलंदेवीशूलममुंचत ॥
तच्छूलंशतधातेननीतंसचमहासुरः ॥ ९ ॥

ટીકાઃ—એ રીતનું એ શુલ પડે છે એવું અવલોકન [ દેખવું) કરતાંજ, દેવીએપણ તત્કાલ તેનાપર પોતાનું શુલ ફેંક્યું, તો તે શુલવડે તેના શુલના સૈકડો કકડા કરીને, ચિક્ષુરાસુરનોપણ સંહાર કર્યો. ॥ ૯ ॥

हतेतस्मिन्महावीर्येमहिषस्यचमूपतौ ॥
आजगामगजारूढश्चामरस्त्रिदशार्दनः ॥ १० ॥

ટીકાઃ--એ રીતનો એ મહિષાસુરનો સેનાપતિ મહા પરાક્રમી ચિક્ષુરાસુર મરણ પામ્યો, એટલે દેવોનું મર્દન કરનારો એવો જે ચામર નામનો બીજો સેન્યાપતિ હતો, તે હસ્તીપર બેસીને આવ્યો. ॥ ૧૦ ॥

सोपिशक्तिंमुमोचाथदेव्यास्तामंबिकाद्रुतं ॥
हुंकाराभिहतांभूमौपातयामासनिष्प्रभां ॥ ११ ॥

ટીકાઃ—અને તેણે પણ દેવીપર એક શક્તિ નામનું શસ્ત્ર ફેંક્યું. એ શક્તિ નામના આયુધનો, અંબિકાએ તત્કાલ માત્ર એક હુંકારાથીજ નાશ કર્યો. તે વખત એ શક્તિ નામનું શસ્ત્ર નિસ્તેજ થઇને ભુમિપર પડ્યું. ॥ ॥ ૧૧ ॥ ॥

भग्नांशक्तिंनिपतितांदृष्ट्वाक्रोधसमन्वितः ॥
चिक्षेपचामरःशूलंबाणैस्तदपिसाच्छिनत् ॥ १२

ટીકાઃ—એ રીતનું એ શક્તિશસ્ત્ર ભાગીને પડેલું જોતાંજ, એ ચામરે ક્રોધયુક્ત થઇને, ફરીથી શુલ નાંખ્યું, તેનું પણ દેવીએ બાણવડે છેદન કર્યું. ॥ ૧૨ ॥

ततःसिंहस्समुत्पत्यगजकुंभांतरेस्थितः ॥
बाहुयुद्धेनयुयधेतेनोच्चैस्त्रिदशारिणा ॥ १३ ॥

ટીકાઃ—એ સમય એ યુદ્ધમાં દેવીનો સિંહ તત્કાલ આકાશભણી ઉડાણ કરીને, એ હસ્તીના ગંડસ્થલપર [ લમણા અથવા ગાલપર ] વળગ્યો, અને ત્યાંજ એ દેવીશત્રુ ચામરસાથે મોટું બાહુયુદ્ધ કરવા લાગ્યો. ૧૩

युद्ध्यमानौततस्तौतुतस्मान्नागान्महिंगतौ ॥

युयुधातेतिसंरब्धौप्रहारैरातदारुणैः ॥ १४ ॥

ટીકાઃ—એ રીતના એ બેઉ યુદ્ધ કરતાથકા અકસ્માત એ હસ્તીપરથી ભુમિપર પડયા, તથાપિ તેઓ અત્યંત ક્રોધયુક્ત થઇને, હાથપગવડે પરસ્પરે અતિ ભયંકર પ્રહાર કરતાથકા યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૧૪ ॥

ततोवेगात्खमुत्पत्यनिपत्यचमृगारिणा ॥
करप्रहारेणशिरश्चामरस्यपृथक्कृतं ॥ १५ ॥

ટીકાઃ—એ રીતનું બેઉનું યુદ્ધ થતું હતું તેમ છતાં, એ સિંહે અતિ ચપળતાથી આકાશતરફ ઉડાણ કરીને, પાછો ભુમિપર પડીને, હસ્તપ્રહારથી એ ચામરનું મસ્તક દેહથકી પૃથક કર્યું. ॥ ૧૫ ॥

उदग्रश्चरणेदेव्याशिलावृक्षादिभिर्हतः ॥
दंतमुष्टितलैश्चैवकरालश्चनिपातितः ॥ १६ ॥

ટીકાઃ—એ સમય એ રણભુમિમાં દેવીએ પત્થરની શિલાઓ તથા ઝાડોના પ્રહારવડે ઉદગ્ર નામનો અસુરપણ માર્યો, તેમજ હસ્તીદંતના આયુદ્ધ, મુષ્ટિપ્રહાર તથા તમાચાથી કરાલ નામે અસુરનેપણ પ્રાણ હરણ કરીને ભુમિપર પાડયો. ॥ ૧૬ ॥

देवीक्रुद्धागदापातैश्चूर्णयामासचोद्धतं ॥
बाष्कलंभिंदिपालेनबाणैस्ताम्रंतथांधकं ॥ १७ ॥

ટીકાઃ—તે પછી દેવીએ અત્યંત ક્રોધાયમાન થઇને, ગદાપ્રહારથી ઉદ્ધત નામના અસુરનો ચુરો કર્યો. ભિંડિપાલ નામના શસ્ત્રવડે બાષ્કલને, અને બાણ વડે તામ્ર તથા અંધકાસુરનેપણ માર્યા. ॥ ૧૭ ॥

उग्रास्यमुग्रवीर्यंचतथैवचमहाहनुं ॥
त्रिनेत्राचत्रिशूलेनजघानपरमेश्वरी ॥ १८ ॥

ટીકાઃ-તેમજ ઉગ્રાસ્ય, ઉગ્રવીર્ય તથા માહાહનું એ ત્રણ જણાનો, એ ત્રિનેત્રા પરમેશ્વરીએ ત્રિસુલવડે ઘાત કર્યો. ॥ ૧૯ ॥

बिडालस्यासिनाकायात्पातयामासवैशिरः ॥
दुर्धरंदुर्मुखंचोभौशरैर्निन्येयमक्षयं ॥ १९ ॥

ટીકાઃ–અને ખડગવડે બિડાલ નામના અસુરનું મસ્તક તેના દેહથકી ભુમિપર પાડ્યું; તેમજ દુર્ધર તથા દુર્મુખ એ બેઉને બાણુવડે યમલોકમાં મોકલ્યા. ॥ ૧૯ ॥

एवंसंक्षीयमाणेतुस्वसैन्येमाहिषासुरः ॥
माहिषेणस्वरूपेणत्रासयामासतान्गणान् ॥ २०

ટીકાઃ–એ રીતે પોતાના સૈન્યનો નિરંતર ક્ષય થયો, એટલે એ મહિષાસુર મહિષ ( પાડો)ના રૂપથી, એ દેવીના શ્વાસથકી થએલા ગણોને, અત્યંત ત્રાસ દેવા લાગ્યો. ॥ ૨૦ ॥

कांश्चित्तुंडप्रहारेणखुरक्षेपैस्तथापरान् ॥
लांगूलताडितांश्चान्यान्शृंगाभ्यांचविदारितान् ॥ २१

ટીકાઃ–તે એમ કે, એ ગણોમાના કેટલાકને મુખપ્રહારથી, કેટલાકને ખરીઓવડે, કેટલાકને પુંછડાના ઝપાટાથી તથા તે સિવાય બીજાઓને શીંગડાંથી, એ રીતે એ ગણોનું તેણે વિદારણ કર્યું. ॥ ૨૧ ॥

वेगेनकांश्चिदपरान्नादेनभ्रमणेनच ॥
निःश्वासपवनेनान्यान्पातयामासभूतले ॥ २२ ॥

ટીકાઃ–તેમજ કોઇને વેગથી, કોઇને ગર્જનાથી, કોઇને શીંગડાપર ચડાવ્યા છતાં ફેરવીને તથા બીજા કેટલાક ગણો હતા તેઓને શ્વાસના વાયુથી, એ રીતે એ ગણોને મહિષાસુરે ભુતલપર પાડ્યા. ॥ ૨૨ ॥

निपात्यप्रमथानीकमभ्यधावतसोऽसुरः ॥
सिंहंहंतुंमहादेव्याःकोपंचक्रेततोम्बिका ॥२३ ॥

ટીકાઃ–એ રીતે દેવોના પ્રથમ ગણોને પૃથ્વીપર પાડીને, એ મહિષાશુર મહાદેવીના સિંહનો સંહાર કરવાસારૂ ધાઈ આવ્યો, તો અંબિકા દેવી અ-

તિષય ક્રોધાયમાન થયાં. ॥ ૨૩ ॥

सोपिकोपान्महावीर्यःखुरक्षुण्णमहीतलः ॥
शृंगाभ्यांपर्वतानुच्चांश्चिक्षेपचननादच ॥ २४ ॥

ટીકાઃ–તે વખત એ મહાબલાઢય મહિષાશુર પણ ક્રોધાયમાન થઇને, પોતાની ખરીઓવડે ભુમિ ખરવળતોથકો, પર્વતોનેપણ શીંગડાંવડે ઊખેડીને, આકાશભણી ફેંકવા છતાં, મોટી ગર્જના કરવા લાગ્યો. ॥ ૨૪ ॥

वेगभ्रमणविक्षुण्णामहीतस्यव्यशीर्यत ॥
लांगूलेनाहतश्चाब्धिःप्लावयामाससर्वतः २५ ॥

ટીકાઃ–અને તેણે જે ભુમિ ખળવળી હતી, તે તેના રમસ્તાનથી આડી અવળી બાજુએ અસ્તાવ્યસ્તિત થઈ; તથા તેણે પોતિકા પુંછડાવડે સમુદ્રને પ્રહાર કરતાંજ, એ શમુદ્ર ખળભળિત થયાથી, તેના જલે કરીને સમસ્ત ભુમિ બુડી. ॥ ૨૫ ॥

धुतशृंगविभिन्नाश्चखंडंखंडंययुर्घनाः ॥
श्वासानिलास्ताःशतशोनिपेतुर्नभसोचलाः ॥ २६ ॥

ટીકાઃ–વળી તેણે શીંગડાં કંપાવ્યાં, તેથી આકાશમાંનું મેઘમંડલ સ્થીર હતું તેના જુદા જુદા ભાગ થઇને, કદાપી આકાશમાં નિશ્વલ થયા હતા; તથાપિ તેના શ્વાસવાયુથી તેનાપણ નિરંતર સૂક્ષ્મઅંશ થઇને, આકાશમાંથી ભુમિપર પડયા. ॥ ૨૬ ॥

इतिक्रोधसमाध्मातमापतंतंमहासुरम् ॥
दृष्ट्वासाचंडिकाकोपंतद्वधायतदाकरोत् ॥ २७ ॥

ટીકાઃ–એ રીતે એ મહિષાસુર, ક્રોધથી ગર્જના કરતો થકો, પોતાપર ધાઈ આવે છે એમ દેખતાંજ, એ ચંડિકાએ, તેના વધ બાબત મહા કોપ ધારણ કર્યો. ॥ ૨૭ ॥

साक्षिप्त्वातस्यवैपाशंतंबबंधमहासुरं ॥
तत्याजमाहिषंरूपंसोपिबद्धोमहांमृधे ॥ २८ ॥

ટીકાઃ-અને તેમણે તેપર પાશ [જાળ] નાંખીને, એ મહા અસુરને બાં-ધી લીધો. એ રીતે એ અસુર, એ જાળમાં બંધાતાંજ, તેણે એ યુદ્ધમં-ડળમાં મહિષ [પાડો] રૂપનો ત્યાગ કરીને, ॥ ૨૮ ॥

ततःसिंहोभवत्सद्योयावत्तस्यांबिकाशिरः ॥
छिनत्तितावत्पुरुषःखड्गपाणिरदृश्यत ॥ २९ ॥

ટીકાઃ-તત્કાલ સિંહનું રૂપ ધારણ કર્યું. તે વખત એ ચંડિકા દેવી જેવું તેનું શીર છેદવા જાય છે, તેટલામાં તો એ ખડગ ધારણ કરનારા પુરૂષની આકૃતિવાળો દેખાવા લાગ્યો. ॥ ૨૯ ॥

ततएवाशुपुरुषंदेवीचिच्छेदसायकैः ॥
तंखड्गचर्मणासार्धंततःसोभून्महागजः ॥ ३० ॥

ટીકાઃ--પછી એ દેવીએ એ પુરૂષાકૃતિવાળા અસુરનું ખડગ તથા ઢાલ, પોતાના બાણવડે છેદન કર્યાં; તો એટલામાં તે અસુરે પુરૂષાકૃતિ છોડીને, મહા હસ્તીરૂપ ધારણ કર્યું. ॥ ૩૦ ॥

करेणचमहासिंहंतंचकर्षजगर्जच ॥
कर्षतस्तुकरंदेवीखड्गेनानिकृंतत ॥ ३१ ॥

ટીકાઃ--એ વખત એ અસુર ગર્જના કરતોથકો, પોતિકી સૂંઢવડે, એ દેવીના સિંહને આકર્ષવા [ખેંચવા) લાગ્યો. એ રીતે એ ખેંચતો હતો, એ ટલામાં દેવીએ તેની સૂંઢ ખડગવડે છેદન કરી. ॥ ૩૧ ॥

ततोमहासुरोभूयोमाहिषंवपुरास्थितः ॥
तथैवक्षोभयामासत्रैलोक्यंसचराचरं ॥ ३२ ॥

ટીકાઃ-તે વખત એ મહા અસુરે ફરીથી પ્રથમ પ્રમાણેનું મહિષરૂપ ધા-રણ કર્યું, અને એ પ્રથમ પ્રમાણે ચરાચર વિશ્વસહિતના ત્રૈલોકયને ક્ષો-ભાયમાન કરવા લાગ્યો. ॥ ૩૨ ॥

ततःक्रुद्धाजगन्माताचण्डिकापानमुत्तमम् ॥
पपौपुनःपुनश्चैवजहासारुणलोचना ॥ ३३ ॥

ટીકાઃ-તે પછી એ જગન્માતા (જગતની માતા) ચંડિકા દેવી, ક્રોધાયમાન થઇને, તેમણે ફરીફરીને ઉત્કૃષ્ટ મદ્યપાન કર્યું. એ મદ્યપાનથી એ દેવી આરક્તનેત્ર હોતાંથકાં, ઊચ્ચ સ્વરથી વારંવાર હાસ્ય કરવા લાગ્યાં. ॥ ॥ ૩૩ ॥ ॥

ननर्दचासुरस्सोपिबलविर्यमदोद्धतः ॥
विषाणाभ्यांचाविक्षेपचण्डिकांप्रातिभूधरान् ॥ ३४ ॥

ટીકાઃ—એ સમય એ મહિષાસુરપણ શરીરબલ, ઊત્સાહ વગેરે થકી થએલા ગર્વથી ઉન્મત્ત થઇને, મોટે ઘાંટે ગર્જના કરતોથકો, શીંગડાંવડે મોટમોટા પર્વતો ઊચકીને, એ ચંડિકાપર ફેંકવા લાગ્યો. ॥ ૩૪ ॥

साचंतान्प्रहितांस्तेनचूर्णयंतीशरोत्करैः
उवाचतंमदोद्धूतमुखरागाकुलाक्षरं ॥ ३५ ॥

ટીકાઃ—એ રીતે એણે જે જે પર્વતો નાંખ્યા, તેઓનું એ દેવીએ ચુર્ણ [ભુકો] કર્યું, પછી મદ્યપાન કર્યાંનેલીધે જેમના મુખપર અત્યંત લાલિમાં છતાં, મુખમાંથી નિકળતા સુગંધયુક્ત શબ્દોથી એ દેવી, એ મહિષાશુરને કહેવા લાગ્યાં. ॥ ૩૫ ॥

॥ देव्युवाच ॥ गर्जगर्जक्षणंमूढमधुयावत्पिबाम्यहं ॥
मयात्वयिहतेऽत्रैवगर्जिष्यंत्याशुदेवताः ॥ ३६ ॥

ટીકાઃ-કે, હે મુઢ, મને મદ્યપાન કરવામાં જેટલી ક્ષણની વાર લાગે, તેટલી ક્ષણ તારે ફાવે તેટલી ગર્જના કર; પણ પછીથી હું તને મારીશ એટલે સર્વ દેવો, આ સ્થળે તત્કાલ ગર્જના કરવા લાગશે. ॥ ૩૬ ॥

॥ ऋषिरुवाच ॥ एवमुक्त्वासमुत्पत्यसारूढातंमहासुरं ॥
पादेनाक्रम्यकंठेचशूलेनैनमताडयत् ॥ ३७ ॥

ટીકાઃ—ઋષિ કહે છે, એ રીતનું ભાષણ કરીને, દેવી અકસ્માત ઠેકડો મારીને, એ મહા અશુરની છાતીપર ચડી બેઠાં, અને તેને એક ચરણવડે ભુમિપર દાબીને, તેના ગળાપર શુલનો પ્રહાર કર્યો. ॥ ૩૭ ॥

ततःसोऽपिपदाक्रांतस्तयानिजमुखात्ततः ॥
अर्धनिष्क्रांतएवासीद्देव्यावीर्येणसंवृतः ॥ ३८ ॥

ટીકાઃ—એ રીતે એ દેવીએ તેને ભુમિપર પાડયા છતાં, શુલ પ્રહારથી મસ્તક છેદન કર્યાપછી, મસ્તકવિનાનું મહિષનું ધડ ઉત્પન્ન થયું તે, દેવીના પરાક્રમથી અત્યંત પરાજીત [હારવું) થયાથી, એ અશુર પોતાના આખા શરીરવડે બાહેર નિકળવાને સમર્થ થાય નહી. ॥ ૩૮ ॥

अर्धनिष्क्रांतएवासौयुध्यमानोमहासुरः ॥
तयामहासिनादेव्याशिरश्छित्वानिपातितः ॥ ३९ ॥

ટીકાઃ—તે વખત એ મહા અશુર બાહેર નીકળેલા અર્ધ શરીરવડેજ દેવીનીસાથે યુદ્ધ કરવા લાગ્યો, તો એટલામાં એ દેવીએ મહાખડગ પ્રહારે તેનો શીરચ્છેદ કરીને, તેને ભુમંડલપર પાડયો. ॥ ૩૯ ॥

ततोहाहाकृतंसर्वंदैत्यसैन्यंननाशतत् ॥
प्रहर्षंचपरंजग्मुःसकलादेवतागणाः ४० ॥

ટીકાઃ—એ રીતે એ મહિષાશુરનો દેવીએ સંહાર કર્યો, એટલે એ સઘળી દૈત્ય સેના, હાહાકાર કરતીથકી નાશીગઈ. એ સમય સકલ દેવગણોને અતિ ઉત્કૃષ્ટ હર્ષ થયો. ॥ ૪૦ ॥

तुष्टुवुस्तांसुरादेवींसहदिव्यैर्महर्षिभिः ॥
जगुर्गंधर्वपतयोननृतुश्चाप्सरोगणाः ॥ ४१ ॥

ટીકાઃ—એ હર્ષનેલીધે ઇંદ્રાદિ દેવો, બ્રહ્માદિક સકલ મહા ઋષિઓ સહવર્તમાન એ દેવીની સ્તુતિ કરવા લાગ્યા; અને ગંધર્વપતિ ગાયન તથા અપ્સરાઓનો સમુદાય નૃત્ય કરવા લાગ્યો. ॥ ૪૧ ॥

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमहात्म्यै
महिषासुरवधोनामतृतीयोध्यायः ॥ ३ ॥

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણિકે મન્વંતરે દેવી ભગવતી માહાત્મ્યે
મહિષાશુર વધોનામ સાર્થ તૃતીયોઅધ્યાયઃ ॥ ૩ ॥

———o❋o———

## ॥ श्रीगणपतिर्जयति ॥

ऋषिरुवाच ॥ शक्रादयःसुरगणानिहतेऽतिवीर्येतस्मिं दुरात्मनिसुरारिबलेचदेव्या ॥ तांतुंष्टुवुःप्रणतिनम्रशिरो धरांसावाग्भिःप्रहर्षपुलकोद्गमचारुदेहाः ॥ १ ॥

ટીકાઃ—ઋષિ કહે છે. હે રાજન, એ રીતનો પાછળ વર્ણવેલો મહા બ- લાઢય છતાં, અતિ પ્રાક્રમસંપન્ન દુરાત્મા તથા દેવોનો શત્રુ મહિષાશુર, દેવીએ માર્યો એટલે દીવ્યદેહધારી ઇંદ્રાદિ સર્વે દેવો, અતિ હર્ષથી રોમાં-ચિત હોતાથકા, પોતાનાં મસ્તક તથા ખભા નમાવીને, નમસ્કારપુર્વક એ જગદંબેની સ્તુતિ કરવા લાગ્યા. ॥ १ ॥

देव्याययाततमिदंजगदात्मशक्त्यानिश्शेषदेवगणशक्ति समूहमूर्त्या ॥ तामम्बिकामखिलदेवमहर्षिपूज्यांभक्त्या नताःस्मविदधातुशुभानिसानः ॥२॥

ટીકાઃ—તે એમ કે, જેની મુર્તિ સમસ્ત દેવગણોની તેજોમય શકિતના સમુહથી પરિપુર્ણ હોવાનેલીધે, જે દેવીએ આત્મશકિતવડે આ સર્વ જગ-ત વ્યાપ્ત કર્યું છે; તેથી સકલ દેવો તથા મહર્ષીઓ જેમનું પુજન કરવા યોગ્ય છે. એવાં અંબિકાને અમે ભકિતયુકતપણે નમસ્કાર કરીએ છીએ તે જગદંબા, અમારૂં ઘણા પ્રકારે કલ્યાણ કરો. ॥ २ ॥

यस्याः प्रभावमतुलंभगवाननन्तोब्रह्माहरश्चनहिवक्तुम लंबलञ्च ॥ साचण्डिकाऽखिलजगत्परिपालनायनाशा यचासुरभयस्यमतिंकरोतु ॥३॥

ટીકાઃ—જેમનો પ્રભાવ તથા શરીર બલ અનુપમ્ય હોવાથી અનંત ના-મના જે શેષ ભગવાન, કે જેને સહસ્ત્ર મુખ, બ્રહ્મદેવને સૃષ્ટિકર્તૃત્વ શક્તિ તથા મહાદેવને સંહાર શકિત છતાં એ ત્રણે, જેનો પ્રભાવ વર્ણન કરવાને સમર્થ થતા નથી, ત્યારે બીજામાં શક્તિ કયાંથી હોય ? એ ચંડિકા દેવી,

સમસ્ત જગતના પરિપાલનને અર્થે તથા અશુરોથકી અમને જે ભય લાગે છે તેના નાશને અર્થે, બુદ્ધિ ધારણ કરો. ॥ ૩ ॥

**याश्रीःस्वयंसुकृतिनांभवनेष्वलक्ष्मीः पापात्मनांकृतधियांहृदयेषुबुद्धिः॥श्रद्धासतांकुलजनप्रभवस्यलज्जातांत्वांनताःस्मपरिपालयदेविविश्वम् ॥४॥**

ટીકાઃ--અને જે, પુણ્યવંતના ઘરમાં લક્ષ્મીરૂપે, પાપાત્માના ઘરમાં અલક્ષ્મી (દરિદ્ર] રૂપે, જેઓનાં અંતઃકરણ શુદ્ધ છે તેઓના હૃદયમાં ધર્માદિ ચતુર્વીધ પુરૂષાર્થના સાધનભુત જ્ઞાનરૂપે, સજ્જનોના હૃદયમાં શ્રદ્ધા [વેદશાસ્ત્રાદિકપર આસ્તિકય બુદ્ધિ] રૂપે તથા જેમનો જન્મ સત્કુલમાં થયો છે તેમનાપર, દુષ્કર્મ કરવામાં અટકાવ કરનારી લજ્જારૂપે વાસ કરો છો. એવાં આપને અમે નમસ્કાર કરીએ છીએ. હે દેવી, તમે આ સંપુર્ણ વિશ્વનું પરિપાલન કરો. ॥ ૪ ॥

**किंवर्णयामतवरूपमचिंत्यमेतत्किंचातिवीर्यमसुरक्षयकारिभूरि ॥ किंचाहवेषुचरितानितवातियानिसर्वेषुदेव्यसुरदेवगणादिकेषु ॥५॥**

ટીકાઃ–એ રીતની અમે તમારી પ્રસંગોપાત સ્તુતિ કરી; પરંતુ ખરૂં જોતાં આપની સ્તુતિ અનિર્વાચ્ય [વર્ણન કરવાને અશક્ય ) છે. તે બાબત કહે છે કે, હે દેવી, તમારૂંરૂપ, સર્વોત્કૃષ્ટ હોવાનેલીધે, સર્વે અસુરો, બ્રહ્માદિ દેવો તથા પ્રમથગણો વગેરેઓનેપણ ચિંતન કરવાને અશક્ય છે; વળી તમારૂં પરાક્રમ પણ, મહા બલાઢ્ય દૈત્યોનો નાશ કરવામાં હોવાને લીધે અચિંત્ય છે. આ યુદ્ધમાં તમે જે અદ્દભુત કૃત્યો કર્યા તે પણ અતિ ઉત્કૃષ્ટજ છે, તો હે દેવી, તમારો મહિમા અમે શી રીતે વર્ણન કરી શકીએ ? ॥ ૫ ॥

**हेतुःसमस्तजगतांत्रिगुणापिदोषैर्नज्ञायसेहरिहरादिभिरप्यपारा ॥ सर्वाश्रयाखिलमिदंजगदंशभूतमव्याकृताहिपरमाप्रकृतिस्त्वमाद्या ॥६॥**

ટીકાઃ—કારણ કે, સાક્ષાત મુલ પ્રકૃતિ તમેજ છો. એ બાબત વિશેષ કહે છે કે, તંમે સત્વ, રજ તથા તમ એવાં ત્રિગુણાત્મક હોવાનેલીધે, સમસ્ત જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા નાશનાં મુલ કારણ છો; પરંતુ સત્વાદિ ત્રિગુણના સંબંધનેલીધે મજમાંકામક્રોધાદિ દોષો છતાં, હું સર્વની ઉત્પત્તિ વગેરેનું કારણ શી રીતે? એવી કદાચિત આપને શંકા આવે, તો તે બાબત કહેછે કે, કદાપિ તમે ત્રિગુણાત્મક છો, તથાપિ તમમાં કામાદિ દોષોનો સ્પર્શપણ નથી; અથવા તમે પ્રથમ કહેલાં વૃતાંતનેલીધે, દોષયુક્ત છો એમ આપને કોઈ પણ જાણતું નથી, કારણ કે, તમે કેવલ નિર્દોષછો; પરંતુ મજમાં જે કોઇપણ પ્રકારનો ગુણછે તો હું સકલ કારણોનું હેતુભુત શી રીતે હોઇશ? એવી શંકા કરશો નહીં, કારણ કે આપ અપરિચ્છિન્ન (અપાર) હોવાને લીધે, તમે અમુક દેશ અથવા અમુક કાલપર્યંત આટલાં જ છો એવા આપના ગુણ તથા રૂપની લક્ષણા [ધારણા] કરવાનું હરિહરાદિકથીપણ બનતું નથી. એવું શા ઉપરથી ? એમ પુછશો, તો નિવેદન (કહી સંભળાવવુ] કરૂં છું કે આ સમસ્ત જગત આપનુંજ અંશભુત હોવાઉપરથી, સકલ કાર્યકારણોનો આશ્રય તમેજ છો. ત્યારે અર્થાત કે, એ પ્રમાણે હોય તો, મજમાંપણ વિકાર છે એમ ઠરશે ? એ શંકાનો પરિહાર એવો કે, માત્ર જીવોમાં વિકાર હોય છે. તે એમ કે, જે પ્રથમથીજ છતાં જન્મ લે છે, મોટા થાય છે, દુર્બલ થતો જાય છે, વિરૂપ થાય છે તથા નાશપણ પામે છે. એવા છ પ્રકારના જીવોના જે વિકાર છે તે આપમાં નથી તો, તંમે સંસારની આદિકારણભુત સર્વોત્કૃષ્ટ પ્રકૃતિછો. ॥ ૬ ॥

**यस्यास्समस्तसुरतासमुदीरणेनतृप्तिं प्रयातिसकलेषुमखेषुदेवि ॥ स्वाहासिवैपितृगणस्यचतृप्तिहेतुरुच्चार्यसेत्व मतएवजनैस्स्वधाच ॥७॥**

ટીકાઃ—તેમજ હે દેવી, દૈવિક કર્મો બાબત જેનો સ્વાહા એવો ઉચ્ચાર કરીએ એટલે, સર્વ પ્રકારના યગ્નોમાં સકલ દેવોના સમુદાયની તૃપ્તિ થાય છે. એવાં સ્વાહારૂપી તમેજ છો; વળી પૈતૃક કર્મ બાબત સ્વધા એવો જે ઉચ્ચાર, તે સમસ્ત પિતૃગણોને તૃપ્તિદાયક થાય છે તો, એવાં સ્વધારૂપે પણ તમેજ છો, માટે સર્વે બ્રાહ્મણો સ્વાહા તથા સ્વધા એવા ઉચ્ચારપ્ર-

વેક દેવો તથા પિતૃઓનું આરાધન કરે છે તે, સ્વાહા તથા સ્વાધારૂપેપણ તમેજ છો. ॥ ૭ ॥

**यामुक्तिहेतुरविचिंत्यमहाव्रतात्वमभ्यस्यसेसुनियतेंद्रिय तत्त्वसारैः ॥ मोक्षार्थिभिर्मुनिभिरस्तसमस्तदोषैर्विद्या सिसाभगवतीपरमाहिदेवि ॥८॥**

ટીકાઃ-એ રીતનું પ્રકૃતિરૂપ વર્ણવીને, હવે બ્રહ્મરૂપત્વ દર્શાવે છે. કે, હે દેવી, તમે મુક્તિનાં હેતુભુત હોવાનેલીધે, તમારૂં અહિંસાદિ મહાવ્રત ચિંતન કરવાનેપણ અશકય છે; પરંતુ ઇંદ્રિયોના નિગ્રહથી તત્વાખ્ય બ્રહ્મજ જાણવાને સારભુત હોવાપરથી જેના સમસ્ત દોષ નહીં જેવા થાય છે, એવા મોક્ષાર્થી મુનિઓ, જે વિદ્યાનો નિરંતર અભ્યાસ કરે છે, તે સાક્ષાત ભગવદ્વિષયક એવાં સર્વોત્કૃષ્ટ વિદ્યારૂપી દેવપણ તમેજ છો. ॥ ૮ ॥

**शब्दात्मिकासुविमलर्ग्यजुषांनिधानमुद्गीथरम्यपदपाठवतांचसाम्नां ॥ देवीत्रयीभगवतीभवभावनायवार्ताचसर्व जगतांपरमार्तिहंत्री ॥९॥**

ટીકાઃ-તેમજ ઋગ્વેદ, યજુર્વેદ તથા ઉત્કૃષ્ટ અને રમણીય ધ્વનીયુકત છતાં, જેમાં પદોનુંપણ પટુત્વ છે; એવા સામવેદ સહિતના ત્રણે વેદને મુખ્ય આશ્રયભુત હોવાને લીધે, શબ્દબ્રહ્મરૂપપણ તમેજ છો; વળી સર્વ જીવોની જન્મમરણરૂપ સંસારમાં જે સ્વભાવિક પ્રવૃતિ હોય છે, તે થકી નિવૃતિ થવા બાબતના જ્ઞાનનો પ્રકાશ કરનારાં તમે સાક્ષાત ભગવતી, વેદત્રયરૂપે છતાં, સકલ જગતની વર્ણાશ્રમના અનુસારે ઊપજીવિકા કરનારાં તથા અધ્યાત્મીક, અધિદૈવિક તથા અધિભૌતિક એવી જે ત્રિવિધ પીડા, તેનો પણ પરિહાર કરનારાં તમેજ છો. ॥ ૯ ॥

**मेधासिदेविविदिताखिलशास्त्रसारादुर्गासिदुर्गभवसागरनौरसंगा ॥ श्रीःकैटभारिहृदयैककृताधिवासागौरीत्वमेवशशिमौलिकृतप्रतिष्ठा ॥१०॥**

ટીકાઃ-હે દેવી, તમને સકલ શાસ્ત્રોનો સારાંશ વિદિત હોવાને લીધે તમે

સાક્ષાત સરસ્વતી છો, તેમજ દુસ્તર સંસારસાગરમાંથી શરણાંગત જીવોને, જ્ઞાનોપદેશ દ્વારાએ તારવા બાબત તમેજ નૌકારૂપ દુર્ગાદેવી છો; પરંતુ પ્રસિદ્ધ નૌકા કર્તાં તમમાં વિશેષત્વ છે. તે એવું કે, એ નૌકા સુકાન તથા શઢવાળી હોય છે; પરંતુ તમેતો સંગરહિત છો. એ નૌકા જેવા નથી. મધુકૈટભના અરિ [શત્રૂ] વિષ્ણુના -હૃદયમાં વાસ કરનારાં હોવાઉપરથી, સાક્ષાત લક્ષ્મી તથા ચંદ્રશેખર (મહાદેવ]ના મસ્તકે સ્થિત હોવાને લીધે ગૌરીએ રીતનાં વૈષ્ણવી તથા રૈદ્રિપણુ તમેજ છો. ॥ ૧૦ ॥

ईषत्सहासममलंपरिपूर्णचंद्रविंबानुकारिकनकोत्तमकांतिकांतम् ॥ अत्यद्भुतंप्रहृतमात्तरुषातथापिवक्रंविलोक्यसहसामहिषासुरेण ॥११॥

ટીકાઃ—હે જગદંબા, તમારૂં મુખ કિંચીત હાસ્યયુક્ત હોવાનેલીધે, પરિપુર્ણ કલાયુક્ત ચંદ્રબિંબનુંજ ઉપમેયત્વ કરનારૂં છતાં પણ આપનું મુખ વિશેષ છે; કારણ કે, એ ચંદ્રબિંબ તો કલંક વાળુછે અને આપનું મુખાર્વીંદ તો નિષ્કલંક હોવા ઉપરથી, નિરંતર સર્વોત્કૃષ્ટ સુવર્ણતુલ્ય કાંન્તિથી રમણીય છે. એ રીતના આપના અદભુત વદનાર્વીંદને અવલોકન કરતાંજ સૌને મોહ થાય. એ રીતનું જગન્મોહક મુખ એ મહિષાસુરેપણ અવલોકન કર્યું, તથાપિ તેને મોહ ન થતાં અત્યંત ક્રોધ પ્રાપ્ત થયો, અને તત્કાલ અતિ નિષ્ઠુર ભાષણ કર્યું એ પરમાશ્ચર્યજ કહેવાય, તો હે દેવી, એવા મુર્ખ અસુરના વધથી આપનો ઉત્કર્ષ કેમ ન થાય ? તો થયો એ યોગ્યજ છે. ॥ ૧૧ ॥

दृष्ट्वातुदेविकुपितंभ्रुकुटीकरालमुद्यच्छशांकसदृशच्छवियन्नसद्यः ॥ प्राणान्मुमोचमहिषस्तदतीवचित्रंकैर्जीव्यतेहिकुपितांतकदर्शनेन ॥१२॥

ટીકાઃ—એવું શા ઉપરથી ? એમ પુછશો તો નિવેદન કરૂંછું કે, હે દેવી, એ મહિષાસુરને જોતાંજ અત્યંત ક્રોધાયમાન થવાથી તથા ભૃકુટી વક્ર થયાથી, જેમ ઉદયકાલે ચંદ્રબિંબ આરક્ત વર્ણનું હોય છે, તેમ આપનું મુખ ભયંકર દેખવા લાગ્યું, તે અવલોકન કરતાંજ એ મહિષે (પાડો] પ્રા

ણુત્યાગ કર્યો. એ અતિ આશ્ચર્ય નથી, કારણ કે, ક્રોધાયમાન થએલા સામાને જોતાંજ કયો પ્રાણી જીવતો રહેશે ? ॥ ૧૨ ॥

देविप्रसीदपरमाभवतीभवायसद्योविनाशयसिकोपवती कुलानि॥ विज्ञातमेतदधुनैवयदस्तमेतन्नीतंबलंसुविपुलं महिषासुरस्य ॥१३॥

ટીકાઃ–એમ હશે; પરંતુ હે દેવી, તમે અમારાપર પ્રસન્ન થાઓ, કારણ કે, તમારી સ્વભાવિક બુદ્ધિ અનુગ્રહયુક્ત હોવાથી, તમે અમારા કલ્યાણાર્થે કોપ ધારણ કરીને, અમારા શત્રૂકુલનો તત્કાલ નાશ કરો છો, તે અમને માલમ છે. શા ઉપરથી ? એમ પુછશો, તો કહીએ છીએ કે, હવે એટલામાંજ એ મહિષાસુરનું સૈન્ય અસંખ્ય છતાં પણ તમે માત્ર નહીં જેવું કર્યું, તો અમપર આપનો પુર્ણ અનુગ્રહ [ કૃપા ] છે. એમાં શું કહેવાનું ? ॥ ૧૩ ॥

तेसंमताजनपदेषुधनानितेषांतेषांयशांसिनचसीदतिधर्मवर्गः ॥ धन्यास्तएवनिभृतात्मजभृत्यदारायेषांसदाभ्युदयदाभवतीप्रसन्ना ॥१४॥

ટીકાઃ–ઘણું કરીને અમપરજ તમારો અનુગ્રહ છે એમ નથી, તો સકલ મનોરથ પુર્ણ કરનારાં આપ, જે પર પ્રસન્ન થશો, તેના દેશમાં સજ્જનો થવા છતાં, સમ્મત્તિથી વર્તનારા થાય છે, અને તેઓનેજ વિપુલ ( ઘણા ) દ્રવ્યની પ્રાપ્તિ થાય છે, તેઓનીંજ યશોવૃદ્ધિ થાય છે અને તેઓનાજ ધર્માર્થકામમોક્ષરૂપી ચતુર્વીધ પુરૂષાર્થ કદિપણ નષ્ટ થતાં નથી. જેઓનાઉપર તમારી કૃપાદૃષ્ટિ છે તેજ પુરૂષ, સપુત સેવક તથા સાધ્વી ભાર્યા વીગેરેથી સમૃદ્ધ હોતાથકો કૃતકૃત થાયછે. ॥ ૧૪ ॥

धर्म्याणिदेविसकलानिसदैवकर्माण्यत्यादृतः प्रतिदिनंसुकृतीकरोति ॥ स्वर्गंप्रयातिचततोभवतीप्रसादाल्लोकत्रयेऽपिफलदाननुदेवितेन ॥१५॥

ટીકાઃ–હે દેવી, આપની કૃપાથી પુર્વજન્માર્જિત ધર્મનેલીધે પુણ્યવાન

થવાથી, ફરી આ જન્મે, પ્રતિ દિવસે અત્યંત આદરપુર્વક નિત્યનૈમિતિક એવાં સંપુર્ણ ધર્મયુક્ત કર્મો કરેછે. પછી તમારી કૃપાથીજ આપપર પ્રીતિ થવાના ઉદ્દેશથી જે પુણ્યકર્મો કરેછે, તેને યોગે ફરીથી તમારી કૃપા થઇને, તે કૃપાને યોગેજ તે સ્વર્ગમાં જાયછે. વિશેષ કરીને તેને મોક્ષનીપણ પ્રાપ્તિ થાયછે. એ ઉપરથી આપ ત્રૈલોકયમાં નિસ્ચે મહા ફલ આપનારાં છો. એમાં સંશય નથી. ॥ ૧૫ ॥

दुर्गेस्मृताहरसिभीतिमशेषजंतोःस्वस्थैः स्मृतामतिमतीवशुभांददासि ॥ दारिद्र्यदुःखभयहारिणिकात्वदन्यासर्वोपकारकरणायसदार्द्रचित्ता ॥१६॥

ટીકાઃ-તેમજ હે દુર્ગા, સંકટ સમય આપનું સ્મરણ કરે એટલે, આપ સર્વ પ્રાણીમાત્રની નીઃશેષ ભીતી હરણ કરો છો. જે પ્રાણી સ્વસ્થચિત થઇને તમારૂ સ્મરણ કરે છે, તેને તમે અતિ શુભમતિ આપો છો; તો સરણાંગતનાં દરિદ્રદુઃખ તથા ભયનો નાશ કરનારાં તમારા સિવાય બીજું કોણ છે? કોઇજ નહીં; માટેજ કેટલાક જનો સર્વપર ઉપકાર કરવાસારૂ નિરતર તમારીજ પુજા કરેછે. ॥ ૧૬ ॥

एभिर्हतैर्जगदुपैतिसुखंतथैतेकुर्वंतुनामनरकाय चिरायपापम् ॥ संग्राममृत्युमधिगम्यदिवंप्रयांतुमत्वेतिनूनमहितान्विनिहंसिदेवि ॥१७॥

ટીકાઃ-હે દેવી તમારૂ મનોગત એવું છે કે, એ દૈત્યોનો મેં સંહાર કર્યો તેથી જગતને સુખની પ્રાપ્તિ થાય, જે કોઇ દૈત્યો હોય તેઓ નરકની પ્રાપ્તિસારૂ નિરંતર પાપકર્મો કરયે જાય અને કોઈ સંગ્રામમાં મરણ પામીને સ્વર્ગે જાય. એવા ત્રણ પ્રકારના હેતુ મનમાં ધારણ કરીને, તમે આ જગતનું અહિત કરનારા દૈત્યોનો વધ કરોછો. ॥ ૧૭ ॥

दृष्ट्वैवकिंनभवतीप्रकरोतिभस्मसर्वासुरानरिषुयत्प्रहिणोषिशस्त्रम् ॥ लोकान्प्रयान्तुरिपवोपिहिशस्त्रपूताइत्थम्मतिर्भवतितेष्विहितेषुसाध्वी ॥१८॥ /

ટીકાઃ--હે સાધ્વી, તમે માત્ર નજરે જોતાંજ અસુરોને ભસ્મ કરનારાં નથી કે ? કરશોજ; પરંતુ જે કારણ માટે તમે એ શત્રુઓપર શસ્ત્રપ્રહાર કર્યો તેનું કારણ એવું છે કે, શત્રૂઓએપણ મારા શસ્ત્રપ્રહારવડે પવિત્ર થઇને, ઉત્તમ ગતિને પામવી. એવી આપની ઉત્કૃષ્ટ બુદ્ધિહોવાનેલીધે, આપ માત્ર પરોપકાર કરનારાં છો, તો ભક્તજનોપર અનુગ્રહ કરો એ-માં તો કહેવાનુંજ શું. ॥ ૧૮ ॥

खड्गप्रभानिकरविस्फुरणैस्तथोग्रैःशूलाग्रकान्तिनिवहेनदृशोसुराणाम् ॥ यन्नागताविलयमंशुमदिंदुखण्डयोग्यानन्तवविलोकयतान्तदेतत् ॥१९॥

ટીકાઃ—એ અનુગ્રહનું કારણ દર્શાવે છે કે, અમૃતકિરણયુક્ત ચંદ્રમંડલ તુલ્ય જે તમારૂં મુખારવિંદ, તે સર્વદા દેવો અવલોકન કરે છે તેમ છતાં, તમારા ખડગના પ્રભાનો સમુદાય યદ્યપિ સર્વત્ર વ્યાપ્ત થયો તથા આ-પના શુલ નામના આયુદ્ધની અણીનીપણ કાન્તિનો સમુહ, આડીઅ-વળી બાજુઓએ વિસર્જન થયો, તથાપિ તેને યોગે દેવોની દૃષ્ટિ લેશ-માત્રપણ સંકુચિત થઇ નથી, તો દેવોપર આપનો પુર્ણ અનુગ્રહજ છે. એમાં સંશય નથી. ॥ ૧૯ ॥

दुर्वृत्तवृत्तशमनन्तवदेविशीलंरूपंतथैतदविचिंत्यमतुल्य-मन्यैः ॥ वीर्यंचहंतृहृतदेवपराक्रमाणांवैरिष्वपिप्रकटितैव दयात्वयेत्थम् ॥२०॥

ટીકાઃ—તો હે દેવી, દુષ્કર્મ કરનારાઓનાં સર્વ પાપોનો નાશ કરવો એવો આપનો સ્વભાવિકજ ગુણછે; વળી આપનું રૂપ અનુપમ્ય હોવાનેલીધે, આ પ્રમાણેનુંછે એવું બીજા કોઇથી ચિંતન કરવાનુંપણ બનતું નથી; અને આ-પમાં પોતિકા પરાક્રમવડે દેવોને પરાજીત કરનારા દૈત્યોનો સંહાર કરવાનું સામર્થ્યપણછે. બીજાઓમાં નથી. મતલબ કે, એવા રૂપ તથા પરાક્રમથી તમે દેવોપર દયા કરોછો તે સિદ્ધછે; પરંતુ દેવોના શત્રુ દૈત્યોપર આપ જે શસ્ત્રપ્રહાર કરોછો, તે તેઓના પાપનો ક્ષય કરવાસારૂજ કરોછો. એઉપરથી એદૈત્યોપર પણ તમે પોતાની દયા પ્રગટ કરી એવો અંદરનો ભાવાર્થછે. ૨૦

केनोपमाभवतुतेऽस्यपराक्रमस्यरूपंचशत्रुभयकार्यतिहारिकुत्र ॥ चित्तेकृपासमरनिष्ठुरताचदृष्टात्वय्येवदेविवरदे-भुवनत्रयेऽपि ॥२१॥

ટીકાઃ–હે વરદ દેવી, તમારા પરાક્રમને ઉપમા આપવાસારૂ ત્રૈલોક્યમાં શોધન કરતાં કોઇનું પણ પરાક્રમ જણાતું નથી; તેમજ શત્રૂઓને ભયકારક તથા દેવોને મનોહર એવું આપના સમાન રૂપપણ કોઇ ઠેકાણે નથી. શાથી ? એમ પુછશોતો, નિવેદન કરીએ તે શ્રવણ કરો. કે, તમારા ચિત્તમાં દેવો બાબત કૃપા છે એમાં આશ્ચર્ય નથી; પરંતુ જ્યારે દૈત્યોપરપણ પાપક્ષયરૂપ ઉપકાર કરોછો, ત્યારે તેમનાપરપણ તમારી સ્વભાવીક અંતઃકરણપૂર્વક કૃપા છે. ત્યારે તેઓનો મેં ક્રોધથી સંહાર શામાટે કર્યો ? એમ પૂછશો તો કહીએ છીએ કે, યુદ્ધમાં તેઓ બાબત તમે માત્ર બાહ્યાત્કારે નિષ્ઠુરતા ધારણ કરી, તે આપનાપર નિરંતર આરોપિત માત્ર છે; પરંતુ ખરૂં જોતાં આપ સ્વભાવિક નિષ્ઠુર (દયાહિન) નથી. ॥ ૨૧ ॥

त्रैलोक्यमेतदखिलंरिपुनाशनेनत्रातंत्वयासमरमूर्धनितेपिहत्वा ॥ नीतादिवंरिपुगणाभयमप्यपास्तमस्माकमुन्मदसुरारिभवंनमस्ते ॥२२॥

ટીકાઃ-તો હે દેવી, તમે રણભુમિમાં શત્રૂઓનો સંહાર કરીને, એ શત્રૂગણોને સ્વર્ગે પોહોચાડ્યા એમ હશે; પરંતુ એ રિપૂઓના નાશકરીને, તમે આ સંપુર્ણ ત્રૈલોક્યનું સંરક્ષણ કર્યું તેને યોગે, એ મદોન્મત્ત દૈત્યોનો અમને જે ભય હતો તે સર્વથા નહીંજેવો કર્યો એ, અમપર આપનો અતિ ઉપકાર થયો. તેનો પ્રત્યુપકાર કરવાનું અમમાં શું સામર્થ્ય છે? કાંઈ નથી, તો અમે તમને માત્ર નમસ્કારજ કરીએ છીએ. ॥ ૨૨ ॥

शूलेनपाहिनोदेविपाहिखड्गेनचाम्बिके ॥
घंटास्वनेननःपाहिचापज्यानिःस्वनेनच ॥२३॥

ટીકાઃ-હે દેવી, તમે તમારા શુલવડે અમારૂં રક્ષણ કરો. હે અંબિકે, તમે તમારા ખડગવડે અમને અભય આપો. ઘંટાનાદ તથા ધનુષ્યના ટં-

કારવવડે તમે અમને સર્વદા આનંદ આપો. ॥ ૨૩ ॥

**प्राच्यांरक्षप्रतिच्यांचचंडिकेरक्षदक्षिणे ॥**
**भ्रामणेनात्मशूलस्यउत्तरस्यांतथेश्वरि ॥२४॥**

ટીકાઃ—હે ચંડિકા, પુર્વ, પશ્ચિમ તથા દક્ષિણ દિશાએ તમે અમારૂં રક્ષણ કરો. હે ઇશ્વરી, તમે પોતિકા શુલના ભ્રમણવડે અમારૂં ઉત્તર દિશામાં રક્ષણ કરો. ॥ ૨૪ ॥

**सौम्यानियानिरूपाणित्रैलोक्येविचरंतिते ॥**
**यानिचात्यर्थघोराणितैरक्षास्मांस्तथाभुवं ॥२५॥**

ટીકાઃ—આ ત્રૈલોકયમાં ઉત્પત્તિ તથા સ્થિતિરૂપે વ્યાપાર કરતાંથકાં, શૌમ્યરૂપે તથા સંહારરૂપે વ્યાપાર કરનારાં ઘોરરૂપે છો તેવડે, તમે અમારૂં તથા આ પૃથ્વીનું સંરક્ષણ કરો. ॥ ૨૫ ॥

**खड्गशूलगदादीनिचास्त्राणितेंऽबिके ॥**
**करपल्लवसंगीनितैरस्मान्रक्षसर्वतः ॥२६॥**

ટીકાઃ-હે અંબિકા, ખડગ, શુલ તથા ગદા વગેરે જે શસ્ત્રો આપના વૃક્ષપલ્લવતુલ્ય હસ્તોમાં છે, તેવડે તમે અમારૂં સર્વત્ર રક્ષણ કરો. ॥ ૨૬ ॥

**ऋषिरुवाच ॥ एवंस्तुतासुरैर्दिव्यैःकुसुमैर्नंदनोद्भवैः ॥**
**अर्चिताजगतांधात्रीतत्रगंधानुलेपनैः ॥२७॥**

ટીકાઃ—ऋષિ કહે છે. એ પ્રકારે દેવોએ ઉત્કૃષ્ટ સ્તોત્રવડે એ દેવીની સ્તુતિ કરીને, પોતિકા નંદવનમાનાં દિવ્ય પુષ્પો તથા સુગંધયુકત ચંદનના અનુલેપનવડે એ જગન્માતાની પુજા કરી. ॥ ૨૭ ॥

**भक्त्यासमस्तैस्त्रिदशैर्दिव्यैर्धूपैस्सुधूपिता ॥**
**प्राहप्रसाधसुमुखीसमस्तान्प्रणतान्सुरान् ॥२८॥**

ટીકાઃ-એ સમસ્ત દેવોએ પ્રેમલક્ષણા ભકિતથી દિવ્ય ધુપવડે તેમનું સર્વાંગ ધુપયુકત કર્યું. એ સમય એ જગદંબા પ્રસન્નમુખાં થઇને, એ નમ્ર

થએલા સમસ્ત દેવગણોને કહેવા લાગ્યાં. ॥ ૨૮ ॥

॥ देव्युवाच ॥ व्रियतांत्रिदशाःसर्वेयदस्मत्तोभिवांछितं॥

॥ देवाऊचुः ॥भगवत्याकृतंसर्वंनकिंचिदवशिष्यते ॥२९॥

ટીકાઃ—કે, હે દેવો, તમને જે ઇચ્છિત હોય તે વરદાન તમે સઘળાએ મારી પાસેથી માગી લેવું. એવું દેવીનું વાકય સાંભળતાંજ દેવો કહેવા લાગ્યા કે, હે ભગવતી, તમે અમારા સકલ મનોરથ પુર્ણ કર્યા. હવે કિં-ચિત કાર્ય અવશેષ રહયું નથી. ॥ ૨૯ ॥

यदयंनिहतःशत्रुरस्माकंमाहिषासुरः ॥
यदिचापिवरोदेयस्त्वयास्माकंमहेश्वरि ॥३० ॥

ટીકાઃ—મહિષાશુરના વધરુપી અમારે જે કાર્ય કર્તવ્ય હતું તે તેનો સં-હાર કરીને તમે પુર્ણ કર્યું. હે મહેશ્વરી, જો એસિવાય તમે અમને કંઈ બીજું વરદાન આપવાનાં હો, ॥ ૩૦ ॥

संस्मृतासंस्मृतात्वंनोहिंसेथाःपरमापदः ॥
यश्चमर्त्यःस्तवैरेभिस्त्वांस्तोष्यत्यमलानने ॥३१ ॥

ટીકાઃ—તો એવું આપો કે, જે જે સમય અમે તમારૂં વારંવાર સ્મરણ કરીએ, તે તે સમય તમે અમારાં દુઃખોનો પરિહાર કરો. હે નિષ્કલંક ચંદ્રવદની દેવી, જે મનુષ્ય તમારા આ સ્ત્રોત્રનું સ્તવન કરે, ॥ ૩૧ ॥

तस्यवित्तर्धिविभवैर्धनदारादिसंपदां ॥
वृद्धयेस्मत्प्रसन्नात्वंभवेथाःसर्वदांबिके ॥ ३२ ॥

ટીકાઃ—તેના જ્ઞાનના વૃદ્ધિ, ઐશ્વર્ય, ધન તથા સ્ત્રીપુત્રાદિક અનુકુલ સં પત્તિની વૃદ્ધિ આપવા છતાં, હે અંબિકા તમે અમારાપર પ્રસન્ન થયાં તે-વાંજ તેમનાપર થજો. ॥ ૩૨ ॥

॥ ऋषिउवाच ॥ इतिप्रसादितादेवैर्जगतोर्थेतथात्मनः ॥
तथेत्युक्त्वाभद्रकालीबभूवांतर्हितानृप ॥ ३३ ॥

ટીકા:-ઋષિ કહેછે. હે રાજા, એ પ્રકારે દેવોએ પોતાના તથા જગતના કાર્યાર્થે એ દેવીને પ્રસન્ન કરીને, વરદાન બાબત પ્રાર્થના કરી. તે સમય એ ભદ્રકાલી તથાસ્તુ કહીને, અંતર્ધાન પામ્યાં. ॥ ૩૩ ॥

इत्येतत्कथितंभुपसंभुतासायथापुरा ॥
देवीदेवशरीरेभ्योजगत्त्रयहितैषिणी ॥ ३४ ॥

ટીકા:-હે ભુપતિ, એ પ્રમાણે એ દેવી ત્રૈલોક્યહિતાર્થે પુર્વે સર્વ દેવોનાં શરીરથકી ઉત્પન્ન થયાં, તે મેં તને કહ્યું. ॥ ૩૪ ॥

पुनश्चगौरीदेहात्सासमुद्भूतायथाभवत् ॥
वधायदुष्टदैत्यानांतथाशुंभनिशुंभयोः ॥ ३५ ॥

ટીકા:-તોપણ ફરીથી એ દેવી શુંભનિશુંભ નામના દૈત્યો તથા તેમના અનુસંગી જે બીજા દુષ્ટ દૈત્યો હતા, તેઓના વધને અર્થે ગૌરી દેવીના શ-રીરથકી ઉત્પન્ન થઇને, ॥ ૩૫ ॥

रक्षणायचलोकानांदेवानामुपकारिणी ॥
तच्छ्रणुष्वमयाख्यातंयथावत्कथयामिते ॥३६॥

ટીકા:-તેમણે જે પ્રમાણે સર્વ લોકનું સંરક્ષણ કરીને દેવોપર ઉપકાર ક-ર્યો, તે પ્રકાર હું મારી બુદ્ધિ પ્રમાણે તને કહું તે શ્રવણ કર. ॥ ૩૬ ॥

इतिमार्कण्डेयपुराणे सावर्णिकेमन्वंतरेदेवीमहात्म्येशक्रादिस्तुतिर्नामचतुर्थोऽध्यायः ॥ ४ ॥

ઇતિશ્રીમાર્કંડેય પુરાણે ઇંદ્રાદિ દેવસ્તુતિ મહિષાસુર વધોનામ સાર્થ ચતુર્થોઅધ્યાયઃ ॥ ૪ ॥

---

## ॥ श्रीगणपतिर्जयति ॥

उत्तमचरितस्यरुद्रऋषिः ॥ महासरस्वतीदेवता ॥ अनुष्टुप्छंदः ॥ भीमाशक्तिः ॥ भ्रामरीबीजं ॥ सूर्यस्तत्वं ॥ सामवेदःस्वरूपं ॥ महासरस्वतीप्रीत्यर्थंउत्तमचरितजपेविनियोगः ॥ ध्यानं ॥ घंटाशूलहलानिशंखमुसलेचक्रंधनुःसायकंहस्ताब्जैर्दधतींघनान्तविलसच्छीतांशुतुल्यप्रभां॥ गौरीदेहसमुद्भवात्रिनयनामाधारभूतां महापूर्वामत्र सरस्वतीमनुभजेच्छुंभादिदैत्यार्दिनीम् ॥ ॥

॥ ऋषिरुवाच ॥ पुराशुंभनिशुंभाभ्यामसुराभ्यांशचीपतेः॥
त्रैलोक्यंयज्ञभागाश्चहृतामदबलाश्रयात् ॥ १ ॥

ટીકાઃ-ગયા અધ્યાયમાં બુદ્ધિ પ્રમાણે કહું છું. એવી ઋષિએ જે પ્રતિજ્ઞા કરી, તે બાબત આ પાંચમા અધ્યાયમાં એ ઋષિ ઇતિહાસકથન કરેછે કે, પુર્વે કશ્યપથકી ઉત્પન્ન થએલા દનુને ઠેકાણે નમુચિ નામના દાનવના મોટા ભાઈ શુંભ તથા નિશુંભ ઉત્પન્ન થયા. એ બેઉ મહા ગર્વીષ્ટ તથા બલાઢચ અસુરોએ, ઇંદ્રના ત્રૈલોક્ય તથા યજ્ઞભાગનું હરણ કર્યું. ॥ ૧ ॥

तावेवसूर्यतांतद्वदधिकारंतथैंदवं ॥
कौबेरमथयाम्यंचचक्रातेवरुणस्यच ॥ २ ॥
तावेवपवनर्द्धिंचचक्रतुर्वह्निकर्मच ॥
ततोदेवाविनिर्धूताभ्रष्टराज्याःपराजिताः ॥ ३ ॥

ટીકાઃ-તે એમ કે, એ શુંભનિશુંભે સુર્યનું સ્થાન હરણ કરીને, તેમનો પ્રકાશ તથા અધિકાર પોતેજ કરવા લાગ્યા. ચંદ્ર, કુબેર, યમ તથા વરૂણ વગેરેના સકલ અધિકાર તેઓ પોતાની જાતે, તે તે સ્થાનોએ રહીને કરવા લાગ્યા. વાયુની સર્વત્ર વ્યાપકરૂપ સમૃદ્ધિ તથા અગ્નીની સર્વ દાહક, પાચક તથા પ્રકાશરૂપ શક્તિ વગેરે એ બેઉએ ધારણ કર્યાં. એ સમય સ-

ર્વ દેવો સર્વાધિકાર રહિત રાજભ્રષ્ટ થયા છતાં પરાજીત (હારેલા) થયા. ॥૩

हताधिकारास्त्रिदशास्ताभ्यांसर्वैनिराकृताः ॥
महासुराभ्यांतांदेवींसंस्मरंत्यपराजिताम् ॥ ४ ॥

ટીકાઃ-એ રીતના મહા અસુરોએ દેવોના સકલ અધિકાર હરણ કરીને તથા એ સર્વને સ્વર્ગસ્થાનમાંથી ભ્રષ્ટ કરીને કહાડી મેલ્યા. એ વખત સર્વત્ર અજીત એવાં દેવી વીષેની સર્વ દેવોને સ્મૃતિ (યાદ) આવી. ॥ ૪ ॥

तयास्मकंवरोदत्तोयथापत्सुस्मृताखिलाः ॥
भवतांनाशयिष्यामितत्क्षणात्परमापदः ॥ ५ ॥

ટીકાઃ--તે એવી કે, એ દેવીએ અમને પ્રથમ વરદાન આપ્યું હતું કે, હે સમગ્ર દેવો, જે સમય તમને વિપત્તિ પ્રાપ્ત થાય, તે સમય તમે મારૂં સ્મરણ કરશો એટલે હું તમારી સકલ મહા વિપત્તિઓનો તત્કાલ નાશ કરીશ. ॥ ૫ ॥

इतिकृत्वामतिंदेवाहिमवन्तंनगेश्वरं ॥
जग्मुस्तत्रततोदेवींविष्णुमायांप्रतुष्टुवुः ॥ ६ ॥

ટીકાઃ-એવું તેમણે આપણને આશ્વાસન [ વચન ) આપ્યું હતું, માટે હાલમાં તેમનેજ શરણે જવું. એવો નિશ્ચય કરીને, તે સર્વ દેવો સકલ પર્વતોમાં શરેષ્ટ એવા હિમાલય પર્વતે ગયા; કારણ કે, એ હિમાલય એ ભવાનીનું ઉત્પત્તિસ્થાન છે માટે ત્યાં જઇને, તે દેવો, એ વિષ્ણુની માયારૂપીણી દેવીની સ્તુતિ કરવા લાગ્યા. ॥ ૬ ॥

॥ देवाऊचुः॥ नमोदेव्यैमहादेव्यैशिवयैसततंनमः ॥
नमःप्रकृत्यैभद्रायैनियताःप्रणताःस्मतां ॥ ७ ॥

ટીકાઃ-તે એમ કે, જેમની કાન્તિ સર્વત્ર વ્યાપ્ત છે એમાં દેવીને તથા જે બ્રહ્માદિકોનેપણ સૃષ્ટિ [ જગદોત્પત્તિ ] વગેરે વ્યવ્હાર કરવા બાબત પ્રવૃત કરે છે એવાં મહાદેવીને નમસ્કાર હજો; તેમજ કલ્યાણરૂપીણી જે શીવા [પાર્વતી] તેમને પણ અમારો નિરંતર નમસ્કાર હજો; વળી જગતની ઉત્પત્તિ કરનારાં મુલ પ્રકૃતિને તથા રક્ષણ કરનારાં આદિ શકિતને, અમે

નમસ્કારપુર્વક સાવધચિત્ત હોતાથકા અત્યંત નમ્ર થયા છીએ. ॥ ७ ॥

रौद्रायैनमोनित्यायैगौर्यैधात्र्यैनमोनमः ॥
ज्योत्स्नायैचेंदुरूपिण्यैसुखायैसततंनमः ॥ ८ ॥

ટીકાઃ—પ્રલયકાલે જગતનો સંહાર કરનારાં રૌદ્રશકિત, સર્વકાલ એકરૂપે રહેનારાં નિત્યાખ્ય શકિત, સંપુર્ણ જગતને ઉદરને ધારણ કરનારાં ગૌરી તથા સર્વને આધારભુત ધાત્રીને અમારો વારંવાર નમસ્કાર હજો; અને ચંદ્રની કાન્તિરૂપીણી તથા ચંદ્રરૂપીણી છતાં, પોતાના ભક્તોને પરમાનંદ સુખરૂપીણી છે, તેમનેપણ અમારો નિરંતર નમસ્કાર હજો. ॥ ८ ॥

कल्याण्यैप्रणतांवृद्ध्यैसिद्ध्यैकुर्म्यैनमोनमः ॥
नैर्ऋत्यैभूभृतांलक्ष्म्यैशर्वाण्यैतेनमोनमः ॥ ९ ॥

ટીકાઃ—તેમજ જે સર્વદા નમ્ર થઇને શરણે આવે છે, તેમનું કલ્યાણ કરનારાં છતાં, તેના ઐશ્વર્યનીપણ વૃદ્ધિ કરે છે, તથા તેનાં સર્વ કાર્યોની સીદ્ધિ કરનારાં છતાં, જે કુર્મ [કાચબો) રૂપીણી છે, એવાં સર્વરૂપ દેવીને, અમારો પ્રથક પ્રથક નમસ્કાર હજો. એ રીતે જે નિરૠતી (ઉત્પત્તિકારક) દેવરૂપીણી છતાં, શિવશકિતરૂપેપણ હોવાને લીધે, સર્વ પૃથ્વીપતિ રાજાઓની રાજ્યલક્ષ્મી છે, તેને પણ અમારો વારંવાર નમસ્કાર હજો. । ૯ ।

दुर्गायैदुर्गपारायैसारायैसर्वकारिण्यै ॥
ख्यात्यैतथैवकृष्णायैधूम्रायैसततंनमः ॥ १० ॥

ટીકાઃ—જેમના રૂપનો અંત દુઃખથીપણ પ્રાપ્ત થવાને અશકય એવાં દુર્ગા, જે મહા બલવતી હોવાનેલીધે દુસ્તર [તરવાને અશકય]સંસાર સાગરથકી પાર કરે છે વગેરે ભકતોનાં કાર્યો કરનારાં છતાં, પ્રકૃતિપુરૂષના ભેદજ્ઞાનરૂપ જે ખ્યાતીરૂપે દેવ, તથા જે કૃષ્ણશકિત તથા ધુમ્રવર્ણશકિતછે તેમનેપણ અમારો પૃથક પૃથક નમસ્કાર હજો. ॥ ૧૦ ॥

अतिसौम्यातिरौद्रायैनतस्तस्यैनमोनमः ॥
नमोजगत्प्रतिष्ठायैदेव्यैकृत्यैनमोनमः ॥ ११ ॥

ટીકાઃ—વિદ્યારૂપે સંસાર દુઃખ શમન કરનારાં છતાં અતિ સૌમ્ય, તથા

અવિદ્યારૂપે સંસારસાગરનાં હેતુભુત હોવાથી અતિ ભયંકર છે તે બેઉને અમે અતિ નમ્ર હોતાથકા, વારંવાર નમસ્કાર કરીએ છીએ, જે જગતનું ઉપાદાન કારણ છે તે તથા દેવશકિત અને ક્રિયાશક્તિનેપણ અમારો નમસ્કાર હજો. ॥ ૧૧ ॥

यादेवीसर्वभूतेषुविष्णुमायेतिशब्दिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१२॥

ટીકાઃ--તેમજ સર્વ પ્રાણીમાત્રમાં વિષ્ણુની માયારૂપે વ્યાપ્ત હોવાનેલીધે જેમના શબ્દોજ સદ્વિદ્યારૂપી શાન્તવેદ તે જેણે પ્રતિપાદન કર્યા છે, તે દેવીને અમારા કાઈક, વાચિક તથા માનસિક એવા ત્રણ પ્રકારના ત્રણ નમસ્કાર હજો. એમ દર્ષાવ્યું. એજ પ્રમાણે આવતા દરેક શ્લોકમાં જાણવું. ॥ ॥ ૧૨ ॥ ॥

यादेवीसर्वभूतेषुचेतनेत्याभिधीयते ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १३ ॥

ટીકાઃ-જે દેવી સર્વ ભુતમાત્રમાં નિર્વીકાર ચૈતન્યરૂપે છે એમ કહે છે, તે દેવીને પુર્વોક્ત પ્રકારે અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ, ॥ ૧૩ ॥

यादेवीसर्वभूतेषुबुद्धिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १४ ॥

ટીકાઃ-જે દેવી સર્વ ભુતોમાં નિશ્ચયાત્મક બુદ્ધિરૂપે સ્થિત છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૧૪ ॥

यादेवीसर्वभूतेषुनिद्रारूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १५ ॥

ટીકાઃ-જે દેવી સર્વ ભુતમાં નિદ્રારૂપે સ્થિત છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૧૫ ॥

यादेवीसर्वभूतेषुक्षुधारूपेणसंस्थिता ॥
नमस्तस्यैनभस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १६ ॥

ટીકાઃ—જે દેવી સર્વ ભુતમાત્રમાં ક્ષુધારૂપે હોય છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૧૬ ॥

यादेवीसर्वभूतेषुच्छायारूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १७ ॥

ટીકાઃ—જે દેવી સર્વ પ્રાણીમાત્રપર સંસારતાપની શાન્તિને અર્થે પોતાના સ્વરૂપની છાયા કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ॥ ૧૭ ॥ ॥

यादेवीसर्वभूतेषुशक्तिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १८ ॥

ટીકાઃ—જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં કાર્ય કરવાના સામર્થ્યરૂપે સ્થિત છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૧૮ ॥

यादेवीसर्वभूतेषुतृष्णारूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १९ ॥

ટીકાઃ—જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં પારકી વસ્તુ પ્રાપ્ત થવાની ઇચ્છારૂપથી સ્થિત છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૧૯ ॥

यादेवीसर्वभूतेषुक्षान्तिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ २० ॥

ટીકાઃ—જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં ક્ષમારૂપે હોયછે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૦ ॥

यादेवीसर्वभूतेषुजातिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ २१ ॥

ટીકાઃ—જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં ગોત્રાદિ જાતિરૂપે હોય છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૧ ॥

यादेवीसर्वभूतेषुलज्जारूपेणसंस्थिता ॥

नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ २२ ॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં સ્વધર્મ ત્યાગ તથા પરધર્મના સ્વીકાર બાબત લજ્જારૂપે હોય છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ॥ ૨૨ ॥ ॥

यादेवीसर्वभूतेषुशांतिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ २३ ॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં ઇંદ્રિયનિગ્રહરૂપે શાન્તિરૂપે વાસ કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૩ ॥

यादेवीसर्वभूतेषुश्रद्धारूपेणसंस्थिता ॥
नमस्तस्यै ॥ नमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२४॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં સત્પુરૂષોના વાક્યપર આસ્તિક્ય બુદ્ધિરૂપે વાસ કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૪॥

यादेवीसर्वभूतेषुकांतिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यै ॥ नमस्तस्यैनमोनमः ॥२५॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં કાન્તિરૂપે વાસ કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૫ ॥

यादेवीसर्वभूतेषुलक्ष्मीरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२६॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં સંપત્તિરૂપે વાસ કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૬ ॥

यादेवीसर्वभूतेषुवृत्तिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२७॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં ઉપજીવનવૃત્તિરૂપથી વાસ કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૭ ॥

यादेवीसर्वभूतेषुस्मृतिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२८॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં સ્મૃતિરૂપે વાસ કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૮ ॥

यादेवीसर्वभूतेषुदयारूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२९॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં દયારૂપે વાસ કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૯ ॥

यादेवीसर्वभूतेषुतुष्टिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥३०॥

ટીકાઃ-જે દેવી સર્વ પ્રાણીમાત્રમાં તુષ્ટિરૂપે વાસ કરે છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૩૦ ॥

यादेवीसर्वभूतेषुमातृरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥३१॥

ટીકાઃ-જે દેવી સકલ ભુતમાત્રમાં માતૃરૂપે સ્થિત છે, તેમને અમે ત્રિવિધ નમસ્કાર કરીએ છીએ. ॥ ૩૧ ॥

यादेवीसर्वभूतेषुभ्रांतिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥३२॥

ટીકાઃ-તથા જે દેવી સર્વ ભુતમાત્રમાં ભ્રાન્તિરૂપે સ્થિત હોયછે, તેમને અમારા પ્રથમ કહ્યા પ્રમાણેના ત્રિવિધ નમસ્કાર હજો. ॥ ૩૨ ॥

इंद्रियाणामधिष्ठात्रीभूतानांचाखिलेषुया ॥
भूतेषुसततंतस्यैव्याप्त्यैदेव्यैनमोनमः ॥३३॥

ટીકાઃ-તેમજ જે સંપુર્ણ પ્રાણીમાત્રની જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયોનાં અધિષ્ઠાતા દેવ હોવાનેલીધે, એ ઇંદ્રિઓને સ્થુલ તથા સુક્ષ્મ વિષયોમાં પ્ર-

वृत करे छे, तथा जे सकल भुतमात्रमां सतत (निरंतर) अंतर्बाह्य व्याप्त छे, ते देवीने अमारो वारंवार नमस्कार हजो. ॥ ३३ ॥

चितिरूपेणयाकृत्स्नमेतद्व्याप्यस्थिताजगत् ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥३४॥

टीकाः—जे चिच्छक्ति [ चित्त=शक्ति ] रूपे सकल जगतमां व्यापेलांछे, ते देवीने पण प्रथम कह्या प्रमाणे अमे नमस्कार करीए छीए. ॥ ३४ ॥

स्तुतासुरैःपूर्वमभीष्टसंश्रयात्तथासुरेंद्रेणादिनेषुसेविता ॥
करोतुसानःशुभहेतुरीश्वरीशुभानिभद्राण्यभिहन्तुचापदः ॥॥ ३५ ॥॥

टीकाः—जेमनी प्रथम ब्रह्मादि देवे स्तुति करी, जेमणे महिषासुरनो वध कर्यो, जेमनी इंद्रे फरीथी अभिष्ट फलनी प्राप्तिने अर्थे प्रति दिवसे सेवा करी, एवां सकल कल्याणनां हेतुभुत इश्वरी, अमारी सकल विपत्तिओ-नो नाश करीने, अमारूं अति प्रकारे अतिकल्याण करो. ॥ ३५ ॥

यासांप्रतंचोद्धतदैत्यतापितैरस्माभिरीशाचसुरैर्नमस्यते ॥
याचस्मृतातत्क्षणमेवहंतिनःसर्वापदोभक्तिविनम्रमूर्तिभिः३६

टीकाः—हालमां अमने समग्र देवोने, उन्मत्त दैत्योए अति ताप दीधानेलीधे, अमे सौए मळीने जे इश्वरीने वारंवार वंदन कर्युं, ते, भक्तिपुर्वक अंतःकरणथी नम्र थइने अमे स्मरण करीए छीए एटले अमारी सकल विपत्तिओनो नाश करे छे. ॥ ३६ ॥

॥ ऋषिरुवाच ॥ एवंस्तवादियुक्तानांदेवानांतत्रपार्वती ॥
स्नातुमभ्याययौतोयेजाह्नव्यान्नृपनंदन ॥३७॥

टीकाः—ऋषि कहे छे, हे राजपुत्र, ए रीते देवोए जे समय देवीनुं नमस्कारयुक्त स्तवन कर्युं, ते समय कैलास पर्वतपर जान्हवीना जलमां स्नान करवासारू पार्वती देवी आव्यां हतां, ते ते देवोने प्राप्त थयां. । ३७ ।

साब्रवीत्तान्सुरान्सुभ्रूर्भवद्भिःस्तूयतेत्रका ॥

शरीरकोशतश्चास्याःसमुद्भूताब्रवीच्छिवा ॥३८॥

ટીકાઃ--તે સમય એ દેવી પ્રસન્ન દૃષ્ટિથી એ દેવોને અવલોકન કરીને બોલ્યાં કે, હે દેવો, તમે અહીં આવીને કોની સ્તુતિ કરો છો? હું તમને આ ઠેકાણે પ્રાપ્ત થઈ તેમ છતાં, તમે મારી સાથે ભાષણ ન કરતાં બીજાની સ્તુતિ કરો છો, તો મારાથકી બીજું કોણ છે? તેમણે એ રીતનો પ્રશ્ન પુછયો, તથાપિ તેઓને એ દેવીએ પુછેલા પ્રશ્નનો અભિપ્રાય સમજાણો નહીં. તે જોઇને તત્કાલ અંબિકા દેવી, એ પાર્વતીના શરીરરૂપી ઘરમાંથી સત્વગુણપ્રધાનભુત અંશથી પ્રગટ થયાં, તેથી જેને શિવા સંજ્ઞા છે તે, પાર્વતીને કહે છે. ॥ ૩૮ ॥

स्तोत्रंममैतत्क्रियतेशुंभदैत्यनिराकृतैः ॥
देवैःसमेतैःसमरेनिशुंभेनपराजितैः ॥३९॥

ટીકાઃ--કે, હે પાર્વતી, પ્રથમ જે દેવોને નિશુંભ દૈત્યે રણભુમિમાં પરાજીત કર્યા તથા શુંભેપણ જેઓને સ્વર્ગથકી ભ્રષ્ટ કર્યા, તે સર્વે દેવોએ એકત્ર મળીને મારૂંજ સ્તોત્ર કર્યું. તમારૂં નહીં. ॥ ૩૯ ॥

शरीरकोशाद्यत्तस्याःपार्वत्यानिःसृतांबिका ॥
कौशिकीतिसमस्तेषुततोलोकेषुगीयते ॥४०॥

ટીકાઃ-ઋષિ કહે છે. એવું ભાષણ કરનારાં અંબિકા, જે કારણસારૂ એ પાર્વતીના શરીરકોશથકી આવિર્ભુત થયાં, તે કારણથી તેમને સકલ લોકોમાં કૌશિકી કહે છે. ॥ ૪૦ ॥

तस्यांविनिर्गतायांतुकृष्णाभूत्सापिपार्वति ॥
कालिकेतिसमाख्याताहिमाचलकृताश्रया ॥४१॥

ટીકાઃ-એવાં ગૌરવર્ણયુક્ત સત્વગુણપ્રધાન દેવી, પાર્વતીના શરીરથકી બાહેર નિકળ્યાનેલીધે, એ પાર્વતી તમોગુણપ્રધાન શિવશક્તિ હોવાઉપરથી કૃષ્ણવર્ણ થયાં, માટે તે કાલિકા નામે પ્રખ્યાત થઇને, હિમાચલનો આશ્રય કરીને રહ્યાં. ત્યારથી માહાદેવનેપણ કાલિકાપતિ, એવું નામ પ્રાપ્ત થયું. ॥ ૪૧ ॥

ततोंबिकांपरंरूपंबिभ्राणांसुमनोहरं ॥
ददर्शचण्डोमुण्डश्चभृत्यौशुंभनिशुंभयोः ॥४२॥

ટીકાઃ-પછી જે અંબિકા, પાર્વતીના શરીરથકી નિકળ્યાં હતાં, તેમણે પરમ સર્વોત્કૃષ્ટ એવું મનોહર રૂપ ધારણ કર્યું. તે સમય ત્યાં શુંભનિશુંભના ચંડમુંડ નામના સેવકો હતા, તેઓએ એ અંબિકાનું અપ્રતિમ [જેનો જોટો નહીં તેવું] રૂપ દેખ્યું. ॥ ૪૨ ॥

ताभ्यांशुंभायचाख्याताअतीवसुमनोहरा ॥
काप्यास्तेस्त्रीमहाराजभासयंतीहिमाचलं ॥४३॥

ટીકાઃ-તે વખતે એ બેઉએ ત્યાંથી જઇને, શુંભને વિદિત કર્યું કે, હે મહારાજ, હિમાલયપર કોઈ એક અત્યંત મનોહર રૂપવતી સ્ત્રી છે, તે પોતિકી કાન્તિથી એ હિમાચલનેપણ શોભાવે છે. ॥ ૪૩ ॥

नैवतादृक्क्वचिद्रूपंदृष्टंकेनचिदुत्तमं ॥
ज्ञायतांकाप्यसौदेवीगृह्यतांचासुरेश्वर ॥४४॥

ટીકાઃ-તો એ પ્રમાણેનું ઉત્તમ રૂપ કોઇએ કદાપિપણ અવલોકન કર્યું નહીં હોય, માટે હે અસુરેશ્વર, તમે મનુષ્યરૂપે ત્યાં જઇને, એ દેવી કોણ છે એવો શોધ કરીને, તેનો અંગિકાર કરો. ॥ ૪૪ ॥

स्त्रीरत्नमतिचार्वंगीद्योतयंतीदिशास्त्विषा ॥
सातुतिष्ठतिदैत्येंद्रतांभवान्द्रष्टुमर्हति ॥४५॥

ટીકાઃ-કારણ કે, તે અત્યુત્તમ સ્ત્રીયોમાં કેવલ રત્નતુલ્ય હોવાથી, પોતિકા સ્વરૂપની કાન્તિથી દશે દિશાઓ પ્રકાશિત કરતીથકી, અદ્યાપિ હિમાચલપર છે, માટે હે દૈત્યેંદ્ર, તે તમારે દર્શન કરવાને યોગ્ય હોવાનેલીધે, તમારે તેને અવલોકન કરીને, તેનો સ્વીકાર કરવો જોઇએ. ॥ ૪૫ ॥

यानिरत्नानिमणयोगजाश्वादिनिवैप्रभो ॥
त्रैलोक्येतुसमस्तानिसांप्रतंभांतितेगृहे ॥४६॥

ટીકાઃ-કદાપિ એ કેવલ રત્નતુલ્ય છે તો અમને શી રીતે સાધ્ય થશે ?

એવી આપ મનમાં શંકા કરશો નહીં; કારણ કે, હે પ્રભુ [અન્નદાતા], ત્રૈલોક્યમાં જે સ્વજાતિશરેષ્ટ એવાં ગજાશ્વાદિ [ હાથી ઘોડા વીગેરે ] રત્નો તથા મણિ છે, તે સર્વે હાલમાં તમારાજ ઘરમાં શોભેછે. ॥ ૪૬ ॥

ऐरावतःसमानीतोगजरत्नंपुरंदरात् ॥
पारिजाततरुश्चायंतथैवोच्चैःश्रवाहयः ॥४७॥

ટીકા:--તે એવાં કે, તમે પુરંદર નામના ઇંદ્રનો પરાજય કરીને, તેનું હસ્તીરત્ન ઐરાવત, વૃક્ષરત્ન પારિજાતક તથા અશ્વરત્ન ઉચ્ચૈશ્રવા, એ ત્રણ હરણ કરીને લાવ્યા. ॥ ૪૭ ॥

विमानंहंससंयुक्तमेतत्तिष्ठतितेऽगणे ॥
रत्नभूतमिहानीतंयदासीद्वेधसोद्भुतं ॥४८॥

ટીકા:-તમને વરદાન આપનારા બ્રહ્મદેવનું રત્નજડિત હંસયુક્ત વિમાન તમે લાવ્યા છો, કે જે તમારૂં આંગણું શોભાવે છે, તો એથી બીજી નવાઇ શી ? ॥ ૪૮ ॥

निधिरेषमहापद्मःसमानीतोधनेश्वरात् ॥
किंजल्किनींददौचाब्धिर्मालामम्लानपंकजां ॥४९॥

ટીકા:-કુબેરપાસેથી મહાપદમ દ્રવ્યનો ભંડાર લાવ્યા, તે વખત તમારાથી ડરીને સમુદ્રેપણ કિંજલ્કિનીં નામની સ્વચ્છ કમલોની માલા આપી. ॥ ૪૯ ॥

छत्रंतेवारुणंगेहेकांचनस्त्रावितिष्ठति ॥
तथाऽयंस्यंदनवरोयःपुरासीत्प्रजापतेः ॥५०॥

ટીકા:-આપણા ભુવનમાં સુવર્ણની વૃષ્ટિ કરનારૂં વરૂણનું છત્રપણ છે; તેમજ જે પ્રથમ દક્ષપ્રજાપતિપાસે હતો તે ઉત્તમ રથપણ હાલમાં આપની પાસે છે. ॥ ૫૦ ॥

मृत्योरुत्क्रांतिदानामशक्तिरीशत्वयाहृता ॥
पाशःसलिलराजस्यभ्रातुस्तवपरिग्रहे ॥५१॥

ટીકાઃ-હે અસુરેશ, સકલ પ્રાણીમાત્રને મરણ આપનારી જે મૃત્યુની શકિત તે પણ તમેજ હરણ કરી, તથા જલના રાજા વરૂણનો પાશ-[જાળ] પણ આપના બંધુએ ધારણ કર્યો છે; ॥ ૫૧ ॥

निशुंभस्याऽब्धिजाताश्चसमस्तारत्नजातयः ॥
वह्निरपिददौतुभ्यमग्निशौचेचवाससी ॥५२॥

ટીકાઃ-અને સમુદ્રથકી ઉત્પન્ન થએલાં જે સમસ્ત રત્નો, તે પણ આપના બંધુ નિશુંભપાસે છે; તેમજ અગ્નિસ્પર્શથી દગ્ધ ન થતાં નિર્મલ થનારાં બે વસ્ત્રો, તમને અગ્નિએ આપ્યાં છે. ॥ ૫૨ ॥

एवंदैत्येंद्ररत्नानिसमस्तान्याहृतानिते ॥
स्त्रीरत्नमेषाकल्याणीत्वयाकस्मान्नगृह्यते ॥५३॥

ટીકાઃ-હે દૈત્યેંદ્ર, એ પ્રકારનાં સમસ્ત રત્નો તમે હરણ કરીને લાવ્યા; પરંતુ કલ્યાણકારક સ્ત્રીરત્ન તમે શા કારણથી મેળવતા નથી ? તો એ સ્ત્રીરત્ન મેળવવું આપને યોગ્યજ છે. ॥ ૫૩ ॥

॥ऋषिरुवाच॥ निशम्येतिवचःशुंभःसतदाचण्डमुंडयोः॥
॥ प्रेषयामाससुग्रीवंदूतंदेव्यामहासुरं ॥५४॥

ટીકાઃ-ઋષિ કહે છે. એ રીતનાં એ ચંડમુંડનાં વાક્યો સાંભળતાંજ, શુંભે, પોતાનો સુગ્રીવ નામનો મહા અસુર દુત (સેવક) હતો, તેને એ દેવીની પાસે તત્કાલ મોકલ્યો. ॥ ૫૪ ॥

इतिचेतिचवक्तव्यासागत्वावचनान्मम ॥
यथाचाभ्येतिसंप्रीत्यातथाकार्यंत्वयालघु ॥५५॥

ટીકાઃ-તે એવી રીતે કે, જે સમય એ દુત દેવીપાસે જવાને નીકળ્યો, તે સમય તેને શુંભે એવું કહયું કે, તું ત્યાં જઇને, તે દેવીને મારા શીખવ્યાપ્રમાણેનાં મધુર વાકયોથી કહેજે કે, તે વાકયો સાંભળતાંજ તે અતિ પ્રસન્ન થઇને, મારી પાસે સત્વર (તાકીદથી) આવે એવું કામ કર. ૫૫

सतत्रगत्वायत्रास्तेशैलोद्देशेतिशोभने ॥

सादेवीतांततःप्राहश्लक्ष्णंमधुरयागिरा ॥५६॥

ટીકાઃ—એ રીતની શુંભની આજ્ઞા લેઇને, એ દુત એ પર્વતપરના જે અતિ સુસોભિત સ્થલે એ દેવી હતાં ત્યાં જઇને, એ સુગ્રીવ, એ દેવીને હળવેથીજ સયુક્તિક મધુર વાણીથી કહેવા લાગ્યો. ॥ ૫૬ ॥

॥ दूतउवाच ॥ देविदैत्येश्वरःशुंभस्त्रैलोक्येपरमेश्वरः ॥
दूतोहंप्रेषितस्तेनत्वत्सकाशमिहागतः ॥५७॥

ટીકાઃ--કે, હે દેવી, કોઈ એક શુંભ નામે દૈત્યેશ્વર છે, તે કેવળ દૈત્યોનોજ રાજાછે એમ નથી, પરંતુ સંપુર્ણ ત્રૈલોકયનોપણ પરમેશ્વર છે, તેનો હું દુત હોવાનેલીધે, તેણે મને તમારી પાસે મોકલ્યો, માટે હું અહીં આવ્યો છું. ॥ ૫૭ ॥

अव्याहताज्ञःसर्वासुयः सदादेवयोनिषु ॥
निर्जिताखिलदैत्यारिस्सयदाहश्रृणुष्वतत् ॥५८॥

ટીકાઃ--શા કારણથી આવ્યો ? એમ પુછશો તો કહું છું કે, જેણે સકલ દૈત્યોના શત્રૂઓને જીત્યાનેલીધે જેની આજ્ઞા હમેશાં સર્વ દેવોમાં કોઇપણ ઉલ્લંઘન કરતા નથી, તેણે મારીસાથે તમને જે કાંઈ કહાવ્યું છે, તે તમે સાંભળો. ॥ ૫૮ ॥

ममत्रैलोक्यमखिलंममदेवावशानुगाः ॥
यज्ञभागानहंसर्वानुपाश्नामिपृथक्पृथक् ॥५९॥

ટીકાઃ-કે આ સંપુર્ણ ત્રૈલોકય મારે સ્વાધિન હોવાથી, સર્વ દેવો મારે વશ થઇને, મારી સેવા કરે છે; તેમજ પૃથ્વીપરના સકલ યજ્ઞોના જે પૃથક પૃથક ભાગ, તે સર્વે મારી પાસે આવવાથી, હુંજ ભક્ષણ કરૂંછું. ૫૯

त्रैलोक्येवररत्नानिममवश्यान्यशेषतः ॥
तथैवगजरत्नंचहृतंदेवेंद्रवाहनं ॥६०॥

ટીકાઃ--અને ત્રૈલોકયમાં જે ઉત્કૃષ્ટ રત્નો છે તે નિરંતર મારા અધિપત્યથી મારા કબ્જામાં છે. જુઓ કે, દેવેંદ્રનું વાહન જે ગજરત્ન, તે પણ હું

હરણ કરીને લાવ્યો છું. ॥ ૬૦ ॥

क्षीरोदमथनोद्भूतमश्वरत्नंममामरैः ॥
उच्चैःश्रवससंज्ञंतत्प्रणिपत्यसमर्पितं ॥६१॥

ટીકાઃ—વળી ક્ષીરસમુદ્રના મથનથકી ઉત્પન્ન થયેલું જે ઊચ્ચૈશ્રવા નામના અશ્વરૂપી રત્ન, કે જે ઇંદરે લીધું હતું, તે ઇંદ્રની પાસેથી બળાત્કારે હરણ કરીને, દેવોએ મને નમસ્કારપુર્વક સમર્પણ કર્યું. ॥ ૬૧ ॥

यानिचान्यानिदेवेषुगंधर्वेषूरगेषुच ॥
रत्नभूतानिभूतानितानिमय्येवशोभने ॥६२॥

ટીકાઃ—હે અતિ અદભુત સ્વરૂપવતિ, દેવ, ગંધર્વ તથા મહાનાગોમાં જે જે રત્નો હતાં, તે તે તથા તે સિવાયનાં બીજાં અનેક રત્નો મારી પાસે છે; ॥ ૬૨ ॥

स्त्रीरत्नभूतांत्वांदेविलोकेमन्यामहेवयं ॥
सात्वमस्मानुपागच्छयतोरत्नभुजोवयं ॥६३॥

ટીકાઃ—પરંતુ તમારા સમાન સ્ત્રીરત્ન માત્ર મારા સંગ્રહમાં નથી, તો હે દેવી, આ લોકમાં પ્રાપ્ત થાઓ; કારણ કે, આ પૃથ્વીપર રત્નોનો ઉપભોગ કરનારાઓમાં માત્ર અમેજ છીએ. ॥ ૬૩ ॥

मांवाममानुजंवापिनिशुंभमुरुविक्रमम् ॥
भजत्वंचंचलापांगिरत्नभूतासिवैयतः ॥६४॥

ટીકાઃ—વળી તમારી નેત્રકટાક્ષ અતિ ચંચલ હોવાથી, તમે કેવલ પ્રસિદ્ધ રત્ન છો; માટે તમે મને વરો, અથવા મારો કનિષ્ટ બંધુ જે નિશુંભ નામે મહા પરાક્રમી છે તેને વરો. ॥ ૬૪ ॥

परमैश्वर्यमतुलंप्राप्स्यसेमत्परिग्रहात् ॥
एतद्बुद्ध्यासमालोक्यमत्परिग्रहतांव्रज ॥६५॥

ટીકાઃ—એ રીતના અને બેમાના ગમે તે એકને તમે વરશો, એટલે મારા આશ્રયથી તમને અનુપમ્ય ઉત્કૃષ્ટ ઐશ્વર્ય પ્રાપ્ત થશે. એમ જાણીને,

મનમાં ઊત્તમ વિચાર કરીને, તમે મારી પત્ની થાઓ. ॥ ૬૫ ॥

॥ ऋषिरुवाच ॥ इत्युक्तासातदादेवीगंभीरांतःस्मिताजगौ ॥ दुर्गाभगवतीभद्राययेदंधार्यतेजगत् ॥६६॥

ટીકાઃ-ઋષિ કહે છે. એ રીતે શુંભે તમને મારી મારફતે કહાવ્યું છે, એવું દુતે દેવીને કહ્યું, એટલે, જે આ સંપુર્ણ જગતને ધારણ કર્યા છતાં સકલ સજ્જનોનું કલ્યાણ કરનારાં એવાં ભગવતી દુર્ગા, તે અંતર્ગત [મનમાં] કિંચિત હાસ્ય કરીને, એ દૈત્યની હેલના [મશ્કરી] કર્યા જેવી ગંભીર વાણીથી, એ દુતપ્રત્યે કહેવા લાગ્યાં. ॥ ૬૬ ॥

॥ देव्युवाच ॥ सत्यमुक्तंत्वयानात्रमिथ्याकिंचित्त्वयोदितम् त्रैलोक्याधिपतिःशुंभोनिशुंभश्चापितादृशः ॥६७॥

.ટીકાઃ-કે, હે દુત, શુંભ ત્રૈલોકયનો અધિપતિ છતાં, તેનો ભાઈ જે નિશુંભ તે પણ તેવોજ છે, એવું તેં કહ્યું, તે સત્ય છે. તેમાં તું કિંચિતપણ અસત્ય બોલ્યો એમ નથી. ॥ ૬૭ ॥

किंत्वत्रयत्प्रतिज्ञातंमिथ्यातत्क्रियतेकथं ॥
श्रूयतामल्पबुद्धित्वात्प्रतिज्ञायाकृतापुरा ॥६८॥

ટીકાઃ-પરંતુ કોઈપણ પુરૂષસાથે વરવા બાબત મેં બાલ્યાવસ્થામાં અલ્પ બુદ્ધિથી પ્રથમ જે પ્રતિજ્ઞા કરીછે, તે પ્રતિજ્ઞાવાકયને શી રીતે મિથ્યા કરવું ? એ પ્રતિજ્ઞા શી રીતની છે? એમ પુછીશ, તો સાંભળ, કહું. છું. ॥ ૬૮ ॥

योमांजयतिसंग्रामेयोमेदर्पंव्यपोहति ॥
योमेप्रतिबलोलोकेसमेभर्ताभविष्यति ॥६९॥

ટીકાઃ-કે, સંગ્રામમાં મારીસાથે યુદ્ધ કરીને, મને જે જીતે તથા મારા સુરત્વરૂપ ગર્વનો પરિહાર કરે, એવો મારા સમાન જે બલવાન હોય, તે જ મારો ભર્તાર થાય, એવી મારી પ્રતિજ્ઞા છે, ॥ ૬૯ ॥

तदागच्छतुशुंभोत्रनिशुंभोवामहासुरः ॥

मांजित्वाकिंचिरेणात्रपाणिंगृह्णातुमेलघु ॥७०॥

ટીકાઃ-તો શુંભ કિંવા નિશુંભ એ બેમાંથી ગમે તે એક અહીં આવીને, મને જીતિને, તત્કાલ પાણીગ્રહણ (લગ્ન) કરે. એમાં વિલંબ શી? કારણ કે, લગ્ન થયાની અગાઉ મારે ત્યાં જવું અનુચિત (અઘટિત) છે. ॥ ૭૦ ॥

॥ दूतउवाच ॥ अवलिप्तासिमैवंत्वंदेविब्रूहिममाग्रतः ॥
त्रैलोक्येकःपुमांस्तिष्ठेदग्रेशुंभनिशुंभयोः ॥७१॥

ટીકાઃ--દુત કહેછે કે, હે દેવી, તમે પરાક્રમનો વ્યર્થ ગર્વ ધારણ કરીને, મારી આગળ એવું ભાષણ કરશો નહીં; કારણ કે, આ ત્રૈલોક્યમાં એવો કયો પુરૂષ છે કે, જે શુંભનિશુંભની સામે ઉભો રહે? ॥ ૭૧ ॥

अन्येषामपिदैत्यानांसर्वेदेवानवैयुधि ॥
तिष्ठंतिसंमुखेदेविकिंपुनःस्त्रीत्वमेकिका ॥७२॥

ટીકાઃ-બીજો સામાન્ય પુરૂષ ઉભો ન રહે; પરંતુ હું દેવી હોવાનેલીધે તેઓની આગળ ઉભી રહીશ, એમ કહેતાં હશો, તો કહું છું કે, હે દેવી, શુંભનિશુંભની વાત તો જુદી રહી, પરંતુ બીજા દૈત્યોની આગળ સમસ્ત દેવો એકત્ર મળીને આવ્યા છતાં, તેમનાથીપણ ઉભા રહેવાનું બનતું નથી, તો શુંભનિશુંભની આગળ તો ઉભા રહેવાનું ક્યાંથીજ બને ? તમે સ્ત્રીજાતિ અને વળી એકલાં, તેમ છતાં એ બેઉની સાથે યુદ્ધ કરવાને ઇચ્છો છો, તો પછી એથી બીજું આશ્ચર્ય કયું ! ॥ ૭૨ ॥

इन्द्राद्यास्सकलादेवास्तस्थुर्येषांनसंयुगे ॥
शुंभादीनांकथंतेषांस्त्रीप्रयास्यसिसंमुखं ॥७३॥

ટીકાઃ--અરે ! ઇંદ્રાદિ સર્વે દેવો તો એ શુંભનિશુંભની આગળ યુદ્ધમાં ટકી શકતા નથી, તો તમે સ્ત્રીજાતિ તેમની સામે યુદ્ધ કરવાને શી રીતે જશો ? ॥ ૭૩ ॥

सात्वंगच्छमयैवोक्तापार्श्वंशुंभनिशुंभयोः ॥
केशाकर्षणनिर्धूतगौरवामागमिष्यसि ॥७४॥

ટીકાઃ-તો મારા કહ્યા પ્રમાણેની યુકિતથી એ શુંભનિશુંભની પાસે તમે

જાઓ, તો અતિ ઉત્તમ છે; નહીં તો પછી તેમણે તમારો ચોટલો ખેંચીને, તમને પ્રતિષ્ઠાહિન કર્યાપછી જાઓ, એ યોગ્ય નથી. ॥ ૭૪ ॥

॥ देव्युवाच ॥ एवमेतद्बलीशुंभोनिशुंभश्चातिवीर्यवान् ॥
किंकरोमिप्रतिज्ञामेयदनालोचितापुरा ॥७५॥

ટીકાઃ–દેવી કહેવા લાગ્યાં કે, તું કહે છે તે પ્રમાણે કરવાને એ શુંભ બલવાન છે, તથા નિશુંભપણ અતિપરાક્રમી છે; પરંતુ ભવિષ્યકાલના આવા બનાવનો વિચાર ન કરતાં, અજ્ઞાનાવસ્થામાં મેં જે પ્રથમ પ્રતિજ્ઞા કરી છે તેનું કેમ કરૂં ? કહે. ॥ ૭૫ ॥

सत्वंगच्छमयोक्तंतेयेदतत्सर्वमादृतः ॥
तदाचक्ष्वासुरेंद्रायसचयुक्तंकरोतुतत् ॥७६॥

ટીકાઃ--માટે તું એમ કર કે, ત્યાં જઇને, જે મેં તારી આગળ કહયું છે, તે સર્વે તું આદરથી એ અસુરેંદ્રને કહે, પછી જેમ કરવાને યોગ્ય હશે તેમ કરશે. ॥ ૭૬ ॥

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहात्म्येदेव्यादूतसंवादोनामपंचमोऽध्यायः ॥ ५ ॥

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી મહાત્મ્યે દેવીદુત સંવાદે સાર્થ પંચમોઅધ્યાયઃ ॥ ૫ ॥

---o*o---

## ॥ श्रीगणपतिर्जयति ॥

ऋषिरुवाच ॥ इत्याकर्ण्यवचोदेव्याःसदूतोमर्षपूरितः ॥
समाचष्टसमागम्यदैत्यराजायविस्तरात् ॥ १ ॥

ટીકાઃ-ઋષિ કહે છે. હે રાજન. પ્રથમ વર્ણવ્યા પ્રમાણેનાં દેવીનાં વાક્યો સાંભળીને, એ દુત અત્યંત કોપાયમાન હોતોથકો ત્યાં ગયો, અને તેણે એ દૈત્ય રાજાને દેવીનું સકલ ભાષણ સવિસ્તર કહી સંભળાવ્યું. ૧

तस्यदूतस्यतद्वाक्यमाकर्ण्यासुरराट्ततः ॥
सक्रोधःप्राहदैत्यानामधिपंधूम्रलोचनं ॥ २ ॥

ટીકાઃ—પછી એ દુતનાં વાક્યો સાંભળતાંજ એ અસુર રાજા અતિશય ક્રોધાયમાન હોતો થકો, પોતિકી દૈત્યસેનાના સેનાપતિ ધુમ્રલોચન નામના દૈત્યને કહેવા લાગ્યો. ॥ ૨ ॥

हेधूम्रलोचनाशूत्वंस्वसैन्यपरिवारितः ॥
तामानयबलाद्दुष्टांकेशाकर्षणविव्हलाम् ॥ ३ ॥

ટીકાઃ—કે, હે ધુમ્રલોચન, તું તારા સૈન્ય સહવર્તમાન શીઘ્ર જઇને, એ દુર્ભાષણ કરનારી સ્ત્રીનો ચોટલો પકડીને, અતિ વ્યાકુલ કરીને, બળાત્કારે મારી પાસે લાવ. ॥ ૩ ॥

तत्परित्राणदःकश्चिद्यदिवोत्तिष्ठतेपरः ॥
सहंतव्योमरोवापियक्षोगंधर्वएववा ॥ ४ ॥

ટીકાઃ—કદાપિ તેણીનું સંરક્ષણ કરવાસારૂ બીજા કોઈ દેવ, કીંવા યક્ષ અથવા કોઈ ગંધર્વમાંથી આવી પોંહોંચે, તો તેમનેપણ સંહાર કરીને, તેણીને લેઈ આવ. ॥ ૪ ॥

ऋषिरुवाच ॥ तेनाज्ञप्तस्ततःशीघ्रंसदैत्योधूम्रलोचनः ॥
वृतःषष्ट्यासहस्त्राणामसुराणांद्रुतंययौ ॥ ५ ॥

ટીકાઃ—ઋષી કહે છે. એ શુંભે એવી આજ્ઞા કરતાંજ, એ ધુમ્રલોચનદૈત્ય તત્કાલ અસુરોનું સાઠહજાર સૈન્ય સાથે લેઇને, શીઘ્ર દેવી પાસે ગયો. ૫

सदृष्ट्वातांततोदेवींतुहिनाचलसंस्थितां ॥
जगादोच्चैःप्रयाहीतिमूलंशुंभनिशुंभयोः ॥ ६ ॥

ટીકાઃ—તો તેણે એ દેવી હિમાચલપર સ્થિત હતાં તેમને જોઇને, ઉચ્ચ સ્વરથી ભાષણ કર્યું કે, હે સુંદરી, તમે એ શુંભનિશુંભની પાસે જવાને ચાલો. ॥ ॥ ૬ ॥ ॥

नचेत्प्रीत्याद्यभवतीमद्भर्तारमुपैष्यति ॥

ततोबलान्नयाम्येषकेशाकर्षणविह्वलाम् ॥ ७ ॥

ટીકાઃ—જો તમે સંતોષથી અમારા પ્રભુપાસે નહીં આવો, તો બલાત્કારથી તમારો ચોટલો પકડીને, તમને અત્યંત વ્યાકુલ કરતોથકો, હું આજ લેઈ જઈશ. ॥ ७ ॥

देव्युवाच ॥ दैत्येश्वरेणप्रहितोबलवान्बलसंवृतः ॥
बलान्नयसिमामेवंततःकिंतेकरोम्यहम् ॥ ८ ॥

ટીકાઃ—દેવી કહેછે હે સેનાપતિ, તને દૈત્યેશ્વરે મોકલ્યો છે, તેમાં તું પોતે બલવાન છતાં તારી સાથે દૈત્યોનું અતિ બલ [સૈન્ય] પણ છે, તો તું કદાપિ બલાત્કારથી મારો ચોટલો પકડીને, મને ખેંચી જઈશ, તો હું તને શું કરી શકનાર છું ? ॥ ૮ ॥

ऋषिरुवाच ॥ इत्युक्तःसोभ्यधावत्तामसुरोधूम्रलोचनः ॥
हुंकारेणैवतंभस्मसाचकारांबिकाततः ॥ ९ ॥

ટીકાઃ—દેવીએ એવું ભાષણ કરતાંજ એ ધુમ્રલોચન અસુર તેમનાપર ધાઇ આવ્યો, તો એ અંબિકાએ તેને તત્કાલ હુંકારામાત્રમાંજ ભસ્મ કર્યો. ॥ ॥ ૯ ॥ ॥

अथक्रुद्धंमहासैन्यमसुराणांतथाम्बिका ॥
ववर्षसायकैस्तीक्ष्णैस्तथाशक्तिपरश्वधैः ॥ १० ॥

ટીકાઃ—એ રીતે એ સેનાપતિનો, દેવીએ સંહાર કર્યો, તે જોઇને, એ અસુરનું મહા સૈન્ય અત્યંત ક્રોધાવિષ્ટ થયું. તે વખત તેપર અંબિકા દેવી તીક્ષ્ણ બાણ, શકિત તથા ફરશી વગેરે આયુધોની વૃષ્ટી કરવા લાગ્યાં. ॥ ॥ ૧૦ ॥ ॥

ततोधुतसटःकोपात्कृत्वानादंसुभैरवम् ॥
पपातासुरसेनायांसिंहोदेव्याःस्ववाहनः ॥ ११ ॥

ટીકાઃ—તે સમય દેવીનું વાહન સીંહ, ક્રોધથી અતિ ગર્જના કરવા છતાં પોતિકી કેશવાળી [ગર્દનપરના વાળોનો સમુદાય] કંપાયમાન કરતો થકો, અસુરના સૈન્યમાં અકસ્માત્ કુદી પડયો. ॥ ૧૧ ॥

कांश्चित्करप्रहारेणदैत्यानास्येनचापरान् ॥
आक्रांत्याचाधरेणान्यान्सजघानमहासुरान् ॥१२॥

ટીકાઃ--અને એ સીંહ, એ સૈન્યમાંના કેટલાએક દૈત્યોને આગલા પ-ગવડે પ્રહાર કરવા લાગ્યો. તે સિવાય બીજા કેટલાએકોને મુખવડે બચકાં ભરવા લાગ્યો. કેટલાએકને ચારે તરફથી ધકાટીને મારવા લાગ્યો, તથા કેટલાએક મહાઅસુરોને નીંચલા હોઠવડે ઘાયલ કરવા લાગ્યો. ॥ ૧૨ ॥

केषांचित्पाटयामासनखःकोष्ठानिकेसरी ॥
तथातलप्रहारेणशिरांसिकृतवान्पृथक् ॥१३॥

ટીકાઃ-તેમજ કેટલાકનાં પેટ, એ કેશરીએ પોતિકા નખવડે વિદારણ કર્યાં; વળી કેટલાએક દૈત્યોનાં મસ્તક, પોતાના પંજાના તમાચા વડે ધ-ડથી પૃથક્ કર્યાં. ॥ ૧૩ ॥

विच्छिन्नबाहुशिरसःकृतास्तेनतथापरे ॥
पपौचरुधिरंकोष्ठादन्येषांधुतकेसरः ॥१४॥

ટીકાઃ-એ રીતે એ સીંહે, એ સૈન્યમાના ઘણાએક વીરોના હાથ તથા મસ્તકોપણ છિન્નભિન્ન કરીને, તેમાના કેટલાએક દૈત્યોના પેટનું રૂધીર, પોતાનું મસ્તક કંપાયમાન કરતોથકો, પ્રાશન (પીવું) કરવા લાગ્યો. ૧૪

क्षणेनतद्बलंसर्वंक्षयंनीतंमहात्मना ॥
तेनकेसरिणादेव्यावाहनेनातिकोपिना ॥१५॥

ટીકાઃ--એવા એ મહાત્મા દેવીના વાહન સીંહે, અત્યંત ક્રોધાયમાન થ-ઇને, એક ક્ષણમાત્રમાં એ સકલ સૈન્યનો ક્ષય કર્યો. ॥ ૧૫ ॥

श्रुत्वातमसुरंदेव्यानिहतंधूम्रलोचनं ॥
बलंचक्षयितंकृत्स्नंदेवीकेसरिणाततः ॥१६॥

ટીકાઃ-એ રીતે એ દેવીએ એ ધુમ્રલોચન નામના અસુરનો સંહાર કર્યો તથા એ દેવીના વાહન સીંહે, તેનું સંપુર્ણ સૈન્ય પણ માર્યું તે વર્તમાન સાંભળતાંજ. ॥ ૧૬ ॥

चुकोपदैत्याधिपतिश्शुंभःप्रस्फुरिताधरः ॥
आज्ञापयामासचतौचंडमुंडौमहासुरौ ॥१७॥

ટીકાઃ--એ દૈત્યાધિપતિ શુંભ, અતિ કોપયુકત થઇને, નીચલો હોઠ કંપાવતો થકો, પોત્તિકા ચંડમુંડ નામના સેવકોને આજ્ઞા કરવા લાગ્યો. ૧૭

हेचंडहेमुंडभलैर्बहुभिःपरिवारितौ ॥
तत्रगच्छतगत्वाचसासमानीयतांलघु ॥१८॥

ટીકાઃ–કે, હે ચંડમુંડ, તમે તમારી સાથે ઘણું સૈન્ય લેઇને ત્યાં જાઓ, અને તે સ્ત્રીને ત્વરાથી લેઈ આવો. ॥ ૧૮ ॥

केशेष्वाकृष्यबध्वावायदिवःसंशयोयुधी ॥
तदाशेषायुधैःसर्वैरसुरैर्विनिहन्यतां ॥१९॥

ટીકાઃ--તે એવી રીતે કે, તેણીને ચોટલો ખેંચીને ઘસરડાતી લાવો કીંવા એમ લાવી ન શકાય, તો તેણીને જાળમાં બાંધીને લાવો, અથવા એ બેઉ ઉપાયથી સાધ્ય ન થાય, તો શી રીતે પ્રાપ્ત થશે? એવો સંદેહ ઉત્પન્ન થયે, કદાપિ યુદ્ધનો પ્રસંગ પ્રાપ્ત થાય, તો સર્વે અસુરોએ સકલ શસ્ત્રાસ્ત્રોવડે તેણીનો સંહાર કરવો. ॥ ૧૯ ॥

तस्यांहतायांदुष्टायांसिंहेचविनिपातिते ॥
शीघ्रमागम्यतांबद्धागृहीत्वातामथांबिकां ॥२०॥

ટીકાઃ–એ રીતે એ દુષ્ટ સ્ત્રી તથા તેના સીંહનો વધ કરીને, તમોએં વેહેલા આવવું; પરંતુ કોઈપણ ઉપાયથી પ્રાપ્ત ન થાય તોજ વધ કરવો નીકર જેમતેમ કરીને, એ અંબિકાને બલાત્કારથી બાંધીને લેઈ આવો. ૨૦

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहात्म्ये धूम्रलोचनवधोनामषष्ठोऽध्यायः ॥ ६ ॥

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણિકે મન્વંતરે ધુમ્રલોચન વધો નામ ષષ્ટોઅધ્યાય. ॥ ૬ ॥

——०O०——

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥ आज्ञप्तास्तेततोदैत्याश्चंडमुंडपुरोगमाः
॥ चतुरंगबलोपेताययुरभ्युद्यतायुधाः ॥१॥

ટીકાઃ--ઋષિ કહેછે. એ શુંભની એવી આજ્ઞા થતાંજ, એ પ્રમુખ ચંડ-મુંડ દૈત્યો, ચતુરંગ (હાથી, ઘોડા, રથ, પ્યાદા) સૈન્ય સહવર્તમાન હાથમાં અનેક પ્રકારનાં આયુધો ગ્રહણ કરીને, એ દેવી પાસે આવ્યા. ॥ ૧ ॥

ददृशुस्तेततोदेवीमीषद्धासांव्यवस्थिताम् ॥
सिंहस्योपरिशैलेंद्रशृंगेमहतिकांचने ॥२॥

ટીકાઃ–તો એ દેવ પર્વતેંદ્ર હિમાચલનાં સુવર્ણમય મોટા શિખરપર સિંહારૂઢ થઇને, કિંચિત આનંદિતપણે સ્થિત હતાં, તેમને એ ચંડમુંડા-દિ અસુરોએ દેખ્યાં. ॥ ૨ ॥

तेदृष्ट्वातांसमादातुमुद्यमंचक्रुरुद्यताः ॥
आकृष्टचापासिधरास्तथान्येतत्समीपगाः ॥३॥

ટીકાઃ–એ રીતનાં એ દેવીને જોતાંજ, એ અસુર, તેમને પકડવાનો ઉદ્દયોગ કરવા બાબત મનમાં ઊત્સાહ ધરીને, કોઇ કાનસુધિ ધનુષ્ય ખેંચીને તથા કોઈ બીજાઓ હાથમાં ખડગો પકડીને, એ દેવીની પાસે દોડતા આવ્યા. ॥ ૩ ॥

ततःकोपंचकारोच्चैरंबिकातानरीन्प्रति ॥
कोपेनचास्यावदनंमर्षीवर्णमभूत्तदा ॥४॥

ટીકાઃ–તે સમય અંબિકા દેવીએ, એ શત્રૂઓનો સંહાર કરવા બાબત અતિશય કોપ ધારણ કર્યો. એ કોપથી તેમનું વદન [મુખ] શાઈસમાન કૃષ્ણવર્ણ થયું, કારણ કે, તેઓ કાલિકા દેવીનાં પ્રતિબંબરૂપહોવાનેલી-ધે, એ દૈત્યોના વધને અર્થે,તેમણે તામસી રૂપ પ્રગટ કર્યું. ॥ ૪ ॥

भ्रुकुटीकुटिलात्तस्याललाटफलकाद्द्रुतं ॥
कालीकरालवदनाविनिष्क्रांतासिपाशिनी ॥५॥

ટીકાઃ--તે એવું કે, એ અંબિકા દેવી અતિ કોપાયમાન થયાનેલીધે, તેમણે ભ્રકુટી કુટીલાકારની કરી તેથી મરડાએલા લલાટનેલીધે, ભયંકર વદનયુક્તએવાં કાલિકા દેવી, ખડ્ગ તથા પાશ ધારણ કર્યા સહિતનાં પ્રગટ થયાં. ॥ ૫ ॥

विचित्रखट्वांगधरानरमालाविभूषणा ॥
द्वीपिचर्मपरीधानाशुष्कमांसातिभैरवा ॥६॥

ટીકાઃ-તો તેમણે હાથમાં ખડવાંગ નામનું વિચિત્ર આયુધ ધારણ કર્યા છતાં, જેમના કંઠમાં મુંડમાલા-(મનુષ્ય મસ્તકોની માલા)નું ભુષણ (ઘરેણું) છે, જેમણે વ્યાઘ્રચર્મ [વાઘનું ચામડું] પરિધાન [પહેરવું] કર્યું છે તથા જેમનો દેહ કેવલ માંસરહિત દુબળો હોવાનેલીધે, તેઓ અતિ ભયંકર દેખાતાં હવાં; ॥ ૬ ॥

अतिविस्तारवदनाजिह्वाललनभीषणा ॥
निमग्नारक्तनयनानादापूरितादिङ्मुखा ॥ ७ ॥

ટીકાઃ-વળી તેમનું મુખ અતિશય વિશાલ છતાં, જીવ્હા [જીભ) પણ વારંવાર હાલતી હતી તથા તેમનાં ત્રણે નેત્ર આરક્ત થયા છતાં, ઉંડાં ગયાં હતાં, એ રીતનાં એ દેવી, પોતિકી ગર્જનાથી દશે દિશાઓ વ્યાપ્ત કરતાં હવાં. ॥ ૭ ॥

सावेगेनाभिपतिताघातयंतीमहासुरान् ॥
सैन्येतत्रसुरारीणामभक्षयततद्बलं ॥ ८ ॥

ટીકાઃ-એ દેવી મહાઅસુરોનો સંહાર કરવાસારૂ અતિ ચપલતાથી, એ દેવોના શત્રૂઓના સૈન્યમાં જઇને, તે સૈન્યનું ભક્ષણ કરવા લાગ્યાં. । ૮ ।

पार्ष्णिग्राहांकुशग्राहियोधघंटासमन्वितान् ॥
समादायैकहस्तेनमुखेचिक्षेपवारणान् ॥ ९ ॥

ટીકાઃ-અને એ દેવી હાથીઓના સમુદાયમાં જઇને, હાથીઓની પુંઠે રક્ષણ કરનારા જન, અંકુશ પકડીને તેની ગર્દનપર બેસનારા માવત, તે ઉપર સ્વારી કરનારા મુખ્ય વીર તથા ઘંટા વગેરે સાહિત્ય સહિતના અ-

કેક હાથીને હાથવડે પકડીને, એ મહાકાલી પોતાના મુખમાં નાખીને, ભક્ષણ કરવા લાગ્યાં. એવા મોટા મોટા હાથીઓ તેમણે ભક્ષણ કર્યા. ॥૯॥

तथैवयोधंतुरगैरथंसारथिनासह ॥
निक्षिप्यवक्त्रेदशनैश्चर्वयंत्यतिभैरवं ॥१०॥

ટીકાઃ–તેમજ તેમાં બેઠેલા યોદ્ધા, સારથી તથા ઘોડા સહિતના એકેક રથનો ગ્રાસ [કોળિયો] કરીને, મુખમાં મેલ્યા બાદ દાંતોથી કડાક કડાક શબ્દો કરતાં થકાં ચાવવા લાગ્યાં. ॥ ૧૦ ॥

एकंजग्राहकेशेषुग्रीवायामथचापरं ॥
पादेनाक्रम्यचैवान्यमुरसान्यमपोथयत् ॥११॥

ટીકાઃ–એમાં જે પ્યાદા વીર હતા, તેમાંથી કેટલાકને ચોટલીએથી તથા કેટલાકને ગર્દનથી પકડીને, કેટલાકને પગવડે ચગદીને તથા કેટલાકને પેટપર દાબીને, તેમણે એ દૈત્યોના સેનને માર્યું. ॥ ૧૧ ॥

तैर्मुक्तानिचशस्त्राणिमहास्त्राणितथासुरैः ॥
मुखनेजग्राहरुषादशनैर्मथितान्यपि ॥१२॥

ટીકાઃ–તેવામાં જે જે અસુરો જીવતા હતા, તેઓએ દેવીપર જે જે મહા શસ્ત્રાસ્ત્રો ફેંક્યાં, તેપણ દેવીએ ક્રોધથી મુખમાં ઝીલીને, દાંતવડે ચાવી નાંખ્યાં. તેમજ દેવીએ કેટલાકને વિદારિત કર્યા છતાં, તેમને ફરીથી પગવડે ચગદ્યા. ॥ ૧૨ ॥

बलिनांतद्बलंसर्वमसुराणांदुरात्मनाम् ॥
ममर्दाभक्षयच्चान्यांश्चाताडयत्तदा ॥१३॥

ટીકાઃ–એ રીતે એ મહાકાલીએ, મોટા મોટા દેહધારી મહાબલાઢ્ય અસુરોના સર્વ સૈન્યનો નાશ કર્યો, તેમાં કેટલાક સૈન્યનું મર્દન, કેટલાકનું ભક્ષણ તથા તે સિવાયના બીજાને તાડન (ઘાયલ] કરીને એ સૈન્યનો સંહાર કર્યો. ॥ ૧૩ ॥

आसिनानिहताःकेचित्केचितूखट्वांगताडिताः ॥

जग्मुर्विनाशमसुरादंताग्राभिहतास्तथा ॥१४॥

ટીકાઃ--તેજ પ્રકાર વર્ણવે છે કે, એ સૈન્યમાં કેટલાકનો ખડ્ગથી સંહાર કર્યો, કેટલાકને ખડ્ગથી ઘાયલ કર્યા તથા કેટલાકને દાંતના અણીઓવડે ચાવીને માર્યા. એ રીતે એ અસુર સૈન્ય નાશ પામ્યું. ॥ ૧૪ ॥

क्षणेनतद्बलंसर्वमसुराणांनिपातितं ॥
दृष्ट्वाचंडोभिदुद्रावतांकालीमतिभीषणाम् ॥१५॥

ટીકાઃ-એ પ્રકારે એ દેવીએ એક ક્ષણમાં એ અસુરોના સકલ સૈન્યનો સંહાર કર્યો. એ જોઇને ચંડ તથા મુંડ, એ અતિ ભયંકર મહાકાલીપર અતિ વેગથી ધાઇ આવ્યા. ॥ ૧૫ ॥

शरवर्षैर्महाभीमैर्भीमाक्षींतांमहासुरः
छादयामासचक्रैश्चमुंडक्षिप्तैःसहस्त्रशः ॥१६॥

ટીકાઃ-તે વખત એ બેમાના મહા અસુર ચંડે, અતિ ભયંકર બાણવૃષ્ટિ કરી તથા મુંડેપણ સહસ્રાવધી ચક્રો નાંખીને, મહા ભયંકર નેત્રયુક્તનાં મહાકાલીને વીંટી લીધાં. ॥ ૧૬ ॥

तानिचक्राण्यनेकानिविशमानानितन्मुखं ॥
बभुर्यथार्कबिंबानिसुबहूनिघनोदरं ॥१७॥

ટીકાઃ-તે સમય એ મુંડે નાખેલાં અનેક ચક્રો, દેવી પોતિકા મુખમાં લેવા લાગ્યાં. તે જેમ વાદળાંમાં સૂર્યબિંબ જતું જણાય, તેમ શોભવા લાગ્યાં. ॥ ॥ ૧૭ ॥ ॥

ततोजहासातिरुषाभीमंभैरवनादिनी ॥
कालीकरालवक्त्रांतर्दुर्दर्शदशनोज्ज्वला ॥१८॥

ટીકાઃ-એ રીતે એ ચંડમુંડનાં બાણ તથા ચક્રોનું ભક્ષણ કરીને, એ મહાકાલી અત્યંત ક્રોધથી હાસ્ય કરતાંથકાં, મહા ભયંકર નાદ કરવા લાગ્યાં; તેથી કરીને તેમના મહા ભયંકર મુખમાના દાંતોતરફપણ જોવાને ન બને એવું તેમનું રૂપ દેખાવા લાગ્યું. ॥ ૧૮ ॥

उत्थायचमहासिंहंदेवीचंडमधावत ॥
गृहीत्वाचास्यकेशेषुशिरस्तेनासिनाच्छिनत् ॥१९॥

ટીકાઃ—એ રીતનાં એ દેવી પોતિકા હાથમાં તત્કાલ મહા ખડ્ગ લેઇને ચંડપર દોડી ગયાં, અને તેમણે તેની શીખા (ચોટલી] પકડીને, તેનો ખડ્ગવડે શિરચ્છેદ કર્યો. ॥ ૧૯ ॥

अथमुंडोभ्यधावत्तांदृष्ट्वाचंडंनिपातितं ॥
तमप्यपातयद्भूमौसाखड्गाभिहतंरुषा ॥२०॥

ટીકાઃ—એ રીતે એ ચંડને પાડયો તે જોતાંજ મુંડપણ એ દેવીપર ધાઇ આવ્યો. એટલામાં એ દેવીએ સક્રોધ થઇને, તેનેપણ ખડ્ગપ્રહારવડે ભુમિપર પાડયો. ॥ ૨૦ ॥

हतशेषंततःसैन्यंदृष्ट्वाचंडंनिपातितं ॥
मुंडंचसुमहावीर्यंदिशोभेजेभयातुरं ॥२१॥

ટીકાઃ--એ પ્રકારે એ મહાકાલીએ, એ મહા પરાક્રમસંપન્ન ચંડ તથા મુંડને રણભુમિમાં પાડયા. તે જોતાંજ એ સંગ્રામમાના બચેલા યોદ્ધાઓ અતિ ભયાતુર થઇને, દશે દિશાઓએ નાશી ગયા. ॥ ૨૧ ॥

शिरश्चंडस्यकालीचगृहीत्वामुण्डमेवच ॥
प्राहप्रचंडाट्टहासमिश्रमभ्येत्यचंडिकां ॥२२॥

ટીકાઃ--પછી એ મહાકાલી, એ ચંડ તથા મુંડનાં મસ્તક સહિતનાં શરીરો લેઇને, જેમના લલાટથકી પોતે ઉત્પન્ન થયાં હતાં તે કૌશિકી નામનાં ચંડિકાપાસે ગયાં, અને અતિ હાસ્યથી તેમની સાથે ભાષણ કરવા લાગ્યાં. ॥ ૨૨ ॥

मयातवात्रोपहृतौचंडमुंडौमहापशू ॥
युद्धयज्ञेस्वयंशुंभंनिशुंभंचहनिष्यसि ॥२३॥

ટીકાઃ—કે, હું તમને નજરાણો આપવાસારૂ પ્રધાનત્વપણે ચંડમુંડનાં શરીરરૂપી પશુઓ, યુદ્ધરૂપી યજ્ઞનેસારૂ તમારી આગળ લાવીછું, તે તમે

લ્યો. પછી ફરીથી યુદ્ધરૂપી યજ્ઞમાં તમે પોતે શુંભનિશુંભનો સંહાર કરશો. ॥ ૨૩ ॥

॥ ऋषिरुवाच ॥ तावानीतौततोदृष्ट्वाचंडमुंडौमहासुरौ ॥
उवाचकालींकल्याणीललितंचंडिकावचः ॥२४॥

ટીકાઃ-ઋષિ કહે છે. કે, જે તેમણે ચંડમુંડ નામના અસુરોનાં શરીર આણ્યાં, તે જોઇને તે કલ્યાણી ચંડિકા દેવી, પોતિકા લલાટથકી ઉત્પન્ન થએલાં કાલિકાને એમ કહેવા લાગ્યાં. ॥ ૨૪ ॥

यस्माच्चंडंचमुंडंचगृहीत्वात्वमुपागताः ॥
चामुण्डेतिततोलोकेख्यातादेवीभविष्यसि ॥२५

ટીકાઃ-કે, હે દેવી, તમે ચંડમુંડનાં શરીર લેઇને અહીં આવ્યાં, તેથી તમે ચામુંડા નામે લોકોમાં પ્રખ્યાત થશો. ॥ ૨૫ ॥

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमहात्म्येचंडमुंडवधोनामसप्तमोध्यायः ॥७॥

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણીકે મન્વંતરે ચંડમુંડ
વધોનામ સાર્થ સપ્તમોઅધ્યાયઃ ॥ ૭ ॥

---

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥ चंडेचनिहतेदैत्येमुंडेचविनिपातिते ॥
बहुलेषुचसैन्येषुक्षयितेष्वरसुरेश्वरः ॥१॥

ટીકાઃ-ઋષિ કહે છે કે, એ રીતે પ્રથમ કહ્યા પ્રમાણે એ દેવીએ, ચંડને મારીને મુંડનેપણ રણભુમીમાં પાડયો, અને તેમની સાથે જે બહુ સૈન્ય હતું તેનોપણ નિરંતર ક્ષય થયો; એટલે એ અસુરેશ્વર. ॥ ૧ ॥

ततः कोपपराधीनचेताः शुंभः प्रतापवान् ॥
उद्योगंसर्वसैन्नानांदैत्यानामादिदेशह ॥२॥

ટીકાઃ--શુંભ મહા પ્રતાપી છતાં, ક્રોધાયમાન થયાથી, તેનું ચિત્ત કેવલ પરાધિન થયું; તેથી તે સ્ત્રીવધસારૂ પ્રવૃત થઇને, તેણે સકલ સૈન્યનો ઉ-ઘોગ કરવા બાબત દૈત્યોને આજ્ઞા કરી. ॥ ૨ ॥

अद्यसर्वबलैर्दैत्याःषडशीतिरुदायुधाः ॥
कंबूनांचतुराशीतिर्निर्यांतुस्वबलैर्वृताः ॥३॥

ટીકાઃ-કે, હે દૈત્યો, ઉદાયુધ નામના છાશી અસુરોએ, પોતિકા સૈન્ય સહિત આજ તૈયાર થવું; તેમજ પોતિકા સૈન્યથી વિંટાએલા એવા કંબુ નામના ચોરાશી દૈત્યોએ નિકળવું, ॥ ૩ ॥

कोटिवीर्याणिपंचासदसुराणांकुलानिवै ॥
शतंकुलानिधूम्राणांनिर्गच्छंतुममाज्ञया ॥४॥

ટીકાઃ--અને કોટીવીર્ય નામના અસુરોનાં પચાસ કુલ તથા ધુમ્રલોત્પન્ન એટલે જે ધૌમ્ર નામના અસુરો છે, તેમનાં સો કુલપણ મારી આજ્ઞાથી નીકળ્યાં; ॥ ૪ ॥

कालकादार्हृदामौर्य्याःकालकेयास्तथासुराः ॥
युद्धायसज्जानिर्य्यांतुआज्ञयात्वरितामम ॥५॥

ટીકાઃ-તેમજ બીજા કાલક નામના અસુર, દુ-ર્હૃદકુલમાં ઉત્પન્ન થએલા દૌ-ર્હૃદ, મૌર્ય તથા કાલકોનો પુત્ર કાલકેય વગેરે સૌએં, મારી આજ્ઞાથી સ-ર્વ પ્રકારની યુદ્ધ સામગ્રી તૈયાર કરીને, યુદ્ધને અર્થે ત્વરાથી નિકળવું. ૫

इत्याज्ञाप्यासुरपतिःशुंभोभैरवशासनः ॥
निर्जगाममहासैन्यसहस्त्रैर्बहुभिर्वृतः ॥६॥

ટીકાઃ--એવી આજ્ઞા કરીને, સૌને મોટી શિક્ષા કરનારો અસુરપતિ શુંભ, ઘણાક હજાર દૈત્યોથી જમાવ થએલા મહા સૈન્ય સહવર્તમાન યુદ્ધ કરવાને નીકળ્યો. ॥ ૬ ॥

आयांतंचंडिकादृष्ट्वातत्सैन्यमतिभीषणं ॥
ज्यास्वनैःपूरयामासधरणीगगनांतरं ॥७॥

ટીકાઃ--તે સમય એ અતિ ભયંકર દૈત્યોનું સૈન્ય મજપર આવેછે એમ જોતાંજ, એ ચંડિકાએ પોતિકા ધનુષ્યના ટંકારવથી પૃથ્વી તથા આકાશની વચલો ભાગ ગર્જનાયુક્ત કર્યો. ॥ ૭ ॥

ततःसिंहोमहानादमतीवकृतवान्नृप ॥
घंटास्वनेनतंनादमंबिकाचोपबृंहयत् ॥८॥

ટીકાઃ-હે રાજા, એવામાં એ દેવીના સિંહેપણ અતિ ભયંકર સિંહનાદ કર્યો. તે વખત એ નાદની અંબિકાએ પોતિકા ઘંટાનાદવડે અતિ વૃદ્ધિ કરી. ॥ ॥ ૮ ॥ ॥

धनुर्ज्यासिंहघंटानांनादापूरितदिङ्मुखा ॥
निनादैर्भीषणैःकालीजिग्येविस्तारितानना ॥९॥

ટીકાઃ-એ રીતે ધનુર્જ્યા (ધનુષ્યની પણછ), સિંહનાદ તથા ઘંટાના એ કંદર નાદથી દશે દિશાએ ગર્જનાયુકત કરીને, પછી એ ચંડિકાએ અતિ વિસ્તિર્ણ મુખ પસારીને, જે ભયંકર ગર્જના કરી, તે ગર્જના, લલાટથકી ઉત્પન્ન થએલાં કાલિકાની ગર્જનાને જીતી. ॥ ૯ ॥

तंनिनादमुपश्रुत्यदैत्यसैन्यैश्चतुर्दिशं ॥
देवीसिंहस्तथाकालीसरोषैःपरिवारिताः ॥१०॥

ટીકાઃ-એ રીતનો એ ચંડિકાનો ભયંકર નાદ, ચારે બાજુઓએ ગરજી ઉઠેલો સાંભળતાંજ, એ દૈત્યસૈન્યે ક્રોધયુકત થઇને, ચંડિકા દેવી, સિંહ તથા કાલિકાને ચારે બાજુએથી ઘેર્યાં. ॥ ૧૦ ॥

एतस्मिन्नंतरेभूपविनाशायसुरद्विषां ॥
भवायामरसिंहानामतिवीर्यबलान्विताः ॥११॥

ટીકાઃ-એ રીતે દેવી તથા દાનવોનો યુદ્ધપ્રસંગ પ્રાપ્ત થયો. તે સમય હે ભુપતિ, એ દૈત્યોના નાશને અર્થે તથા શરેષ્ટ દેવોના કલ્યાણને અર્થે, અતિ સામર્થ્ય તથા બલથી યુકત. ॥ ૧૧ ॥

ब्रह्मेशगुहविष्णूनांतथैवेंद्रस्यशक्तयः ॥
शरीरेभ्योविनिष्क्रम्यतद्रूपैश्चंडिकांययुः ॥१२॥

ટીકાઃ–એવા બ્રહ્મદેવ, મહાદેવ, ગુહ (કાર્તિકસ્વામી], વરાહ, નૃસિંહરૂપ વિષ્ણુ તથા દેવેંદ્ર વીગેરેની સ્વરૂપભુત શક્તિ, તેમના પોતપોતિકા શરીરથકી નિકળીને, તે તે દેવરૂપ શક્તિ, એ ચંડિકાના શરીરમાં પ્રાપ્ત થઇ. ॥ ૧૨ ॥

यस्यदेवस्ययद्रूपंयथाभूषणवाहनं ॥
तद्वदेवहितच्छक्तिरसुरान्योद्धुमाययौ ॥१३॥

ટીકાઃ–તે એવી રીતે કે, જે દેવનું જેવું રૂપ, જેવાં ભુષણ (વસ્ત્ર ઘરેણાં વગેરે ) તથા જેવું વાહન તેવા તેવા રૂપથી, તે તે શક્તિઓ અસુરોની સાથે યુદ્ધ કરવાસારૂ ચંડિકામાં આવી. ॥ ૧૩ ॥

हंसयुक्तविमानाग्रेसाक्षसूत्रकमंडलुः ॥
आयाताब्रह्मणःशक्तिर्ब्रह्माणीसाभिधीयते ॥१४॥

ટીકાઃ--તેમનાં પૃથક પૃથક રૂપ તથા લક્ષણો વર્ણવે છે. તે એમ કે, હંસયુક્ત વિમાનમાં બેસીને, હાથમાં કમલાક્ષસૂત્રયુક્ત જપમાલા તથા કમંડલ ધારણ કર્યું છે એવાં બ્રહ્મદેવની આકૃતિવાળાં શક્તિ આવ્યાં, તેમને બ્રહ્માણી એવા નામથી કહે છે. ॥ ૧૪ ॥

माहेश्वरीवृषारूढात्रिशूलवरधारिणी ॥
महाहिवलयाप्राप्ताचंद्ररेखाविभूषणा ॥१५॥

ટીકાઃ–વૃષભ [આખલો ) ઉપર બેસીને, વાસુકી તથા અનંત નામના નાગોનાં કંકણ કરીને પેહેર્યાં છતાં, બે હાથમાંના એક હાથમાં અતિ તીક્ષ્ણ શુલ નામનું શસ્ત્ર ધારણ કર્યું છે, તથા જેમના મસ્તકે ચંદ્રકલારૂપ ભુષણ છે, તેમને માહેશ્વરી શક્તિ કહે છે. ॥ ૧૫ ॥

कौमारीशक्तिहस्ताचमयूरवरवाहना ॥
योद्धुमभ्याययौदैत्यानंबिकागुहरूपिणी ॥१६॥

ટીકાઃ--તેમજ હાથમાં કુમાર [કાર્તીકસ્વામી) વાળું શક્તિ નામનું આયુધ ધારણ કર્યા છતાં, ઉત્તમ મયુરપર બેસીને, જે કૌમારી શક્તિ, દૈત્યોસાથે યુદ્ધ કરવાસારૂ અંબિકાના શરીરમાં પ્રાપ્ત થયાં, તેમનેલીધે એ અં·

ંબિકા ગુહાકૃતિ [કાર્તીકસ્વામીની આકૃતીવાળાં] દીસવા લાગ્યાં. ॥ ૧૬ ॥

तथैववैष्णवीशक्तिर्गरुडोपरिसंस्थिता ॥
शंखचक्रगदाशार्ङ्गखड्गहस्ताभ्युपाययौ ॥१७॥

ટીકાઃ–એજ પ્રમાણે ગરૂડપર આરૂઢ થઇને શંખ, ચક્ર, ગદા, બાણ, શારંર્ગ નામનું ધનુષ્ય તથા ખડ્ગ એવાં છ આયુધો છ હાથમાં ગ્રહણ કરીને, વૈષ્ણવી શક્તિ આવ્યાં. ॥ ૧૭ ॥

यज्ञवाराहमतुलंरूपंयाबिभ्रतोहरेः ॥
शक्तिःसाप्याययौतत्रवाराहींबिभ्रतीतनुं ॥१८॥

ટીકાઃ-જેનાં સર્વાંગ યજ્ઞોનાં મુખ્ય સાધનભુત હોવાનેલીધે, જેમને ઉ-પમા (જોડ] નથી એવાં જે વરાહરૂપ ધારણ કરનારાં હરીની શક્તિ તેપણ ત્યાં પધાર્યા. એમણે એવું વરાહરૂપ ધારણ કર્યાઉપરથી તેમને વારાહી શક્તિ કહે છે. ॥ ૧૮ ॥

नारसिंहीनृसिंहस्यबिभ्रतीसदृशंवपुः ॥
प्राप्तातत्रसटाक्षेपक्षिप्तनक्षत्रसंहतिः ॥१९॥

ટીકાઃ–તેમજ નૃસિંહનાં યથાયોગ્ય આયુધાદિ લક્ષણસંપન્ન રૂપ ધારણ કરનારાં એવાં નારસિંહ શક્તિ, પોતિકા કંઠને લગતા તીક્ષણ કેશો [વા-ળ] નક્ષત્રો સમાનના હોવાથી, નક્ષત્રોનો સમુદાય આડોઅવળો ઉડાવતાં થકાં, એ દેવીમાં આવી મળ્યાં. ॥ ૧૯ ॥

वज्रहस्तातथैवैंद्रीगजराजोपरिस्थिता ॥
प्राप्तासहस्त्रनयनायथाशक्रस्तथैवसा ॥२०॥

ટીકાઃ–અને હાથમાં વજ્ર ધારણ કરીને, ઐરાવત હાથીપર સ્થિત [બે-ઠેલાં] એવાં સહસ્ર નેત્રયુક્ત ઐંદ્રી શક્તિ આવ્યાં. તે વખત એ દેવીની ઇંદ્ર સમાન આકૃતિ દેખાવા લાગી. ॥ ૨૦ ॥

ततःपरिवृतस्ताभिरीशानोदेवशक्तिभिः ॥
हन्यंतामसुराःशीघ्रंममप्रीत्याहचंडिकां ॥२१॥

ટીકાઃ—એ રીતે એ દેવોની શક્તિઓ ત્યાં આવી, પરંતુ એ કૌશિકીનું તેજ અતિષય હોવાનેલીધે, તેમની પાસે જવા બાબત તે અશક્ત થયાં, તેથી તેમણે મહાદેવને વીંટયા. તે વખત મહાદેવ, ચંડિકાને એ દેવશક્તિઓ પ્રાપ્ત થઇ તે દર્શાવીને કહેવા લાગ્યા કે, હે ચંડિકા, મારી પ્રીતીસારૂ એ દેવશક્તિઓનીસાથે તમે શીઘ્ર (તાકીદથી) અસુરોનો સંહાર કરો. એ ચંડિકાની પાસે જવા બાબત બીજા દેવો સમર્થ ન હતાં મહાદેવ કેમ જઇ શકયા? એમ પુછશો, તો કહું છું કે, મહાદેવની શક્તિ જે પાર્વતી, તેમનાથકી એ ચંડિકા પ્રગટ થયાથી, એ કેવલ મારી પુત્રી પ્રમાણે છે એમ માનીને, મહાદેવ ધૈર્યથી પાસે જઇને બોલ્યા. ॥ ૨૧ ॥

ततोदेवीशरीरात्तुविनिष्क्रांतातिभीषणा ॥
चंडिकाशक्तिरत्युग्राशिवाशतनिनादिनी ॥२२॥

ટીકાઃ—તેપછી એ દેવીના શરીરમાંથી ચંડિકા શક્તિ પ્રગટ થયાં, તે અતિશય ઊગ્ર હતાં. તે એવાં કે, જેમના દર્શનથી માત્ર અતિ ભય થાય. એ પ્રકારનાં એ શિવા, પોતે એકરૂપીણી છતાં, પોતાનાં અંગભુત અનંત શિવા સહિત નાદ કરવા લાગ્યાં. ॥ ૨૨ ॥

साचाहधूम्रजटिलमीशानमपराजिता ॥
दूतत्वंगच्छभगवन्पार्श्वंशुंभनिशुंभयोः ॥२३॥

ટીકાઃ—તે પોતે બીજાઓથી જીતાય એવાં ન છતાં, ધુમ્રવર્ણની જટાવાળા માહાદેવને કહેવા લાગ્યાં કે, હે ભગવાન, તમે દુતત્વ સ્વીકાર કરીને એ શુંભનિશુંભની પાસે જાઓ, ॥ ૨૩ ॥

ब्रूहिशुंभंनिशुंभंचदानवावतिगर्वितौ ॥
येचान्येदानवास्तत्रयुद्धायसमुपस्थिताः ॥२४॥

ટીકાઃ—અને એ અતિ ગર્વીષ્ટ શુંભ તથા નિશુંભ દાનવ-[દૈત્ય, રાક્ષસ) ને તથા યુદ્ધ કરવાસારૂ તૈયાર થઇ રહેલા બીજા દાનવો હોય તેઓને તમે એમ કહો. ॥ ૨૪ ॥

त्रैलोक्यमिंद्रोलभतांदेवाःसंतुहविर्भुजः ॥

यूयंप्रयातपातालंयदिजीवितुमिच्छथ ॥२५॥

ટીકાઃ—કે, હે દાનવો તમે ઈંદ્રનાં ત્રૈલોક્ય હરણ કર્યાં છે, તે તેને પાછાં મળવાં જોઈએ, તથા દેવોએ પોતપોતિકા હવિર્ભાગ મેળવવા જોઈએ; માટે તમે જો પોતિકા જીવિતની ઈચ્છા કરતા હો, તો તમે સકલ દાનવો-એ પાતાળમાં જવું જોઈએ. ॥ ૨૫ ॥

बलावलेपादथचेद्भवंतोयुद्धकांक्षिणः ॥
तदागच्छततृप्यंतुमच्छिवाःपिशितेनवः ॥२६॥

ટીકાઃ—નહીં તો તમમાં બલનો ગર્વ હોવાથી યુદ્ધની ઈચ્છા કરશો, તો પછી મારી પાસેની શિવાશક્તિ તમારા માંસથી તૃપ્ત થશે. ॥ ૨૬ ॥

यतोनियुक्तोदौत्येनतयादेव्याशिवःस्वयम् ॥
शिवदूतीतिलोकेस्मिंस्ततःसाख्यातिमागता ॥२७॥

ટીકાઃ—એ રીતે જે કારણ માટે એ દેવીએ શિવને દુતકર્મ બાબત યો-જ્યા, તે કારણથી એ દેવી ત્યારથી શિવદુતી એવા નામથી પ્રખ્યાત થયાં. ॥ ॥ ૨૭ ॥ ॥

तेपिश्रुत्वावचोदेव्याःशर्वाख्यातंमहासुराः ॥
अमर्षापूरिताजग्मुर्यत्रकात्यायनीस्थिता ॥२८॥

ટીકાઃ—પછી શિવે, ત્યાં જઈને, એ અસુરોને, દેવીનો કહેલો નિરોપ સંભળાવ્યો. તે વખત એ મહા અસુરો, શિવે કહેલાં દેવીનાં વાક્યો સાં-ભળતાંજ, ક્રોધથી નખથી શિખાસુધી સંતપ્ત થઈને, જે ઠેકાણે કાત્યાયની દેવી હતાં ત્યાં ગયા. ॥ ૨૮ ॥

ततःप्रथममेवाग्रेशरशक्त्यृष्टिवृष्टिभिः ॥
ववर्षुरुद्धतामर्षास्तांदेवीममरारयः ॥२९॥

ટીકાઃ—અને તે અસુરો મહા ઉન્મત્ત હોવાનેલીધે, તેમને મુખ્યત્વે સ્ત્રી-ઓપર શસ્ત્રપ્રહાર કરવો અયોગ્ય છે એવા વિચાર ન છતાં, એ અસુરો-એ ક્રોધાયમાન થઈને, દેવીની સન્મુખ આવીને, તેમનાપર બાણ, શકિત

તથા ઋષિ નામનાં આયુધો વગેરેની વૃષ્ટિ કરી. ॥ २९ ॥

साचतान्प्रहितान्बाणाञ्छूलशक्तिपरश्वधान् ॥
चिच्छेदलीलयाध्मातधनुर्मुक्तैर्महेषुभिः ॥३०॥

ટીકાઃ—એ રીતે એ દૈત્યોએ બાણ, શક્તિ તથા ફરસી વગેરે જે આયુધો નાખ્યાં, તેપર દેવીએ ટંકારવયુક્ત ધનુષ્યથકી છોડેલાં તીક્ષ્ણ બાણો ફેંકીને, લીલાથી છેદી નાંખ્યા. ॥ ૩૦ ॥

तस्याग्रतस्तथाकालीशूलपातविदारितान् ॥
खट्वांगपोथितांश्चान्यान्कुर्वतीव्यचरत्तदा ॥३१॥

ટીકાઃ—તેમજ તે સમય એ ચંડિના લલાટથકી પ્રગટ થએલાં કાલિકા, એ અસુરોને શુલપ્રહારથી વિદારણ કરીને, તે સિવાયના બીજાંઓને ખડવાંગથી તાડન કરતાંથકાં, સંચાર કરવા લાગ્યાં. ॥ ૩૧ ॥

कमंडलुजलाक्षेपहतवीर्यान्हतौजसः ॥
ब्रह्माणिचाकरोच्छत्रून्येनयेनस्मधावति ॥३२॥

ટીકાઃ—અને બ્રહ્મદેવનાં અંશભુત જે બ્રહ્માણી દેવી હતાં, તે એ સૈન્યમાં કમંડલમાંના જલનું પ્રોક્ષણ [છાંટવું] કરતાંથકાં, જે જે સ્થલે ધાઈધાઈને સંચાર કરવા લાગ્યાં, તે તે સ્થલે એ શત્રુઓના બલ તથા તેજનો નાશ કરવા લાગ્યાં. ॥ ૩૨ ॥

माहेश्वरीत्रिशूलेनतथाचक्रेणवैष्णवी ॥
दैत्यान्जघानकौमारीतथाशक्त्यातिकोपना ॥३३॥

ટીકાઃ—તેમજ માહેશ્વરની અંશભુત માહેશ્વરી ત્રિશુલથી, વિષ્ણુંની અંશભુત વૈષ્ણવી ચક્રથી તથા કુમારની અંશભુત કૌમારી, અતિ કોપાયમાન થઈને, શક્તિવડે એ દૈત્યોનો સંહાર કરવા લાગ્યાં. ॥ ૩૩ ॥

ऐंद्रिकुलिशपातेनशतशोदैत्यदानवाः ॥
पेतुर्विदारिताःपृथ्व्यांरुधिरौघप्रवर्षिणः ॥३४॥

ટીકાઃ—ઇંદ્રની અંશભુત જે ઐંદ્રી તેમણે શતાવધી દૈત્ય તથા દાનવોને

વજ્રપાતથી વિદારણ કર્યા. તે વખત તેઓના અંગથકી રક્તપ્રવાહની વૃષ્ટિ હોવા છતાં, તેઓ ભુમિપર પડયા. ॥ ૩૪ ॥

तुंडप्रहारविध्वस्तादंष्ट्राग्रक्षतवक्षसः ॥
वाराहमूर्त्योन्यपतंश्चक्रेणचविदारिताः ॥३५॥

ટીકાઃ—વરાહનાં અંશભુત જે વારાહી મુર્તી, તેમણે પોતાના મુખપ્રહારવડે કેટલાક દૈત્યોનો વિધ્વંશ કર્યો. કેટલાક દૈત્યોનાં વક્ષસ્થલો (છાતીઓ] દાંતની અણીઓવડે ક્ષતયુક્ત [કાણી] કરી તથા કેટલાકને ચક્રવડે વિદારણ કર્યા. એ રીતે અનેકદૈત્યો ગતપ્રાણ (શબ, મડદાં) થઇને, ભુમિપર પડયા. ॥ ૩૫ ॥

नखैर्विदारितांश्चान्यान्भक्षयंतीमहासुरान् ॥
नारसिंहीचचाराजौनादापूर्णदिगंबरा ॥३६॥

ટીકાઃ—તેમજ નૃસિંહની અંશભુત જે નારસિંહી, તે કેટલાક અસુરોને પોતિકા નખવડે વિદારણ કરીને ભક્ષણ કરતાંથકાં, એ યુદ્ધભુમિમાં પોતિકા નૃસિંહ નામના નાદથી, સકલ દિશાઓ ગર્જનાયુક્ત કરતાંથકાં સંચાર કરવા લાગ્યાં. ॥ ૩૬ ॥

चंडाट्टहासैरसुराःशिवदूत्यभिदूषिताः ॥
पेतुःपृथिव्यांपतितांस्तांश्चखादाथसातदा ॥३७॥

ટીકાઃ—અને જે શિવદુતી નામે હતાં, તેમણે તો મહા કોપયુક્ત અટ્ટહાસ શબ્દવડેજ અસુરોને આડેઅવળે ભાગે દુઃખ દીધું, તેથી તેમનાં હૃદય ભિન્ન થઇને ભુમિપર પડયા, પછી એ અસુરોને ભક્ષણ પણ કર્યા.૩૭

इतिमातृगणंक्रुद्धंमर्दयंतंमहासुरान् ॥
दृष्ट्वाभ्युपायैर्विविधैर्नेशुर्देवारिसैनिकाः ॥३८॥

ટીકાઃ—એ પ્રકારે બ્રાહ્મી, માહેશ્વરી, વૈષ્ણવી, કૌમારી ઐંદ્રી, વારાહી, નારસિંહી તથા શિવદુતી નામનાં ચામુંડા એવાં માતાઓનો સમુદાય અત્યંત ક્રોધાયમાન થઇને, એ મહા અસુરોનું મર્દન કરે છે એવું જોતાંજ,

બીજી દૈત્ય સૈનાએ એ માતૃગણુનો પરાભવ કરવા સારૂ અનેક પ્રકારના યુદ્ધસાધનભુત ઉપાય કર્યો; ॥ ३८ ॥

पलायनपरान्दृष्ट्वादैत्यान्मातृगणार्दितान् ॥
योद्धुमभ्याययौक्रुद्धोरक्तबीजोमहासुरः ॥३९॥

ટીકાઃ—તથાપિ એ સૈનિક દૈત્યો કોઇપણ પ્રકારનો ઉપાય કરવા બાબત સમર્થ ન થતાં, એ માતૃગણુથી અત્યંત પીડિત થયાનેલીધે, તેઓજ પલાયન કરવા લાગ્યા. એવું જોતાંજ રક્તબીજ નામનો જે મહા અસુર હતો, તે એ માતૃગણુસાથે યુદ્ધ કરવાસારૂ અતિ ક્રોધથી તેમની સન્મુખ આવ્યો. ॥ ३९ ॥

रक्तबिंदुर्यदाभूमौपतत्यस्यशरीरतः ॥
समुत्पततिमेदिन्यास्तत्प्रमाणोमहासुरः ॥४०॥

ટીકાઃ—એ રક્તબીજ એવો હતો કે, તેના શરીરથકી રક્તનું બિંદુ ભુમિપર પડે, તો તત્કાલ તેના જેવડો અને તેના સરખોજ પરાક્રમી મહા અસુર ઉત્પન્ન થાય. ॥ ४० ॥

युयुधेसगदापाणिरिंद्रशक्त्यामहासुरः ॥
ततश्चैंद्रीस्ववज्रेणरक्तबीजमताडयत् ॥४१॥

ટીકાઃ—એ રીતનો જે રક્તબીજ મહા અસુર હતો, તે હાથમાં ગદા તથા ઇંદ્રશક્તિ લેઇને યુદ્ધ કરવા લાગ્યો. એ સમય એ માતૃગણુમાનાં ઐંદ્રી દેવીએ પોતિકા વજ્રવડે એ રક્તબીજને તાડન કર્યું. ॥ ४१ ॥

कुलिशेनाहतस्याशुबहुसुस्त्रावशोणितं ॥
समुत्तस्थुस्ततोयोधास्तद्रूपास्तत्पराक्रमाः ॥४२॥

ટીકાઃ—તે વખત એ વજ્રથી તાડીત થતાંજ તેના અંગથકી અતિ રક્તસ્રાવ થયો તેથી તદ્રૂપ તથા તત્તુલ્ય પરાક્રમી એવા બહુ યોદ્ધા ઉત્પન્ન થયા. ॥ ४२ ॥

यावंतःपतितास्तस्यशरीराद्रक्तबिंदवः ॥

तावंतःपुरुषाजातास्तद्वीर्यबलविक्रमाः ॥४३॥

ટીકાઃ—એ રીતે તેના શરીરથકી જેટલાં રક્તનાં બિંદુ ભુમિપર પડ્યાં, તેટલા તત્સમાન પ્રભાવ, શરીર, બલ તથા પરાક્રમયુક્ત પુરૂષો ઉત્પન્ન થયા. ॥૪૩ ॥

तेचापियुयुधुस्तत्रपुरुषारक्तसंभवाः ॥
समंमातृभिरत्युग्रशस्त्रपातातिभीषणम् ॥४४॥

ટીકાઃ—એ ઉત્પન્ન થએલા રક્તસંભવ પુરૂષોપણ એ માતૃગણુસામે અ-ત્યંત શસ્ત્રપ્રહાર કરતાથકા, મહા ભયંકર યુદ્ધ કરવા લાગ્યા. ॥ ૪૪ ॥

पुनश्चवज्रपातेनक्षतमस्यशिरोयदा ॥
ववाहरक्तंपुरुषास्ततोजाताःसहस्त्रशः ॥४५॥

ટીકાઃ—તે વખત ઐંદ્રી દેવીએ ફરીથી વજ્રપાતવડે એ રક્તબીજના મસ્તકે ક્ષત ( કાણું ) કર્યું, તેમાંથી જે રક્તપ્રવાહ વહેવા લાગ્યો તેથકી ફ-રીથી હજારો પુરૂષ ઉત્પન્ન થયા. ॥ ૪૫ ॥

वैष्णवीसमरेचैनंचक्रेणाभिजघानह ॥
गदयाताडयामासऐंद्रीतमसुरेश्वरं ॥४६॥

ટીકાઃ--પછી એ સમરંગણુમાં ( રણુભુમિમાં ) વૈષ્ણવી દેવીએ, એ રક્તબીજ અસુરેશ્વરને ચક્રવડે ઘાયલ કર્યો તથા ઐંદ્રી દેવીએ ગદાથી પ્રહાર કર્યો. ॥ ૪૬ ॥

वैष्णवीचक्रभिन्नस्यरुधिरस्त्रावसंभवैः ॥
सहस्त्रशोजगद्व्याप्तंतत्प्रमाणैर्महासुरैः ॥४७॥

ટીકાઃ—તેમાં વૈષ્ણવીના ચક્રથી ભિન્ન ( વીખરાઈ) થએલા રક્તબીજના રક્તસ્રાવથકી એ રક્તબીજ પ્રમાણેજ હજારો મહા અસુરો ઉત્પન્ન થઇને, તે સંપુર્ણ જગતમાં વ્યાપ્તમાન થયા. અર્થાત એમનાથી આખું જગત ભરાઈ ગયું. ॥ ૪૭ ॥

शक्त्याजघानकौमारीवाराहीचतथासिना ॥
माहेश्वरीत्रिशूलेनरक्तबीजंमहासुरं ॥४८॥

ટીકાઃ--તે સમય એ રકતબીજ કૌમારિકાએ શકિતથી, વારાહીએ ખ-ડ્ગથી તથા માહેશ્વરીએ ત્રિશુળથી પ્રહાર કર્યો. ॥ ૪૮ ॥

सचापिगदयादैत्यःसर्वाएवाहनत्पृथक् ॥
मातःकोपसमाविष्टोरक्तबीजोमहासुरः ॥४९॥

ટીકાઃ--પછી એ દિતીપુત્ર મહા અસુર રક્તબીજ, અતિ કોપાયમાન થઇને, એ બ્રાહ્મણી માહેશ્વરી વગેરે અષ્ટ માતૃકાઓને, ગદાથી પૃથક પૃ-થક તાડન કરવા લાગ્યો. ॥ ૪૯ ॥

तस्याहतस्यबहुधाशक्तिशूलादिभिर्भुवि ॥
पपातयोवैरक्तौघस्तेनासञ्छतशोऽसुराः ॥५०॥

ટીકાઃ--તે વખત એ ચંડિકા દેવીપણ તેને બહુ પ્રકારે શકિત તથા શુ-લાદિકથી પ્રહાર કરવા લાગ્યાં; એટલે તેના શરીરથકી જે રક્તનો ઓઘ ( પ્રવાહ ) ભુમિપર પડયો, તેથી અસંખ્ય અસુરો ઉત્પન્ન થયા. ॥ ૫૦ ॥

तैश्चासुरासृक्संभूतैरसुरैःसकलंजगत् ॥
व्याप्तमासीत्ततोदेवाभयमाजग्मुरुत्तमं ॥५१॥

ટીકાઃ--એ રીતના એ રકતબીજના રકતથકી ઉત્પન્ન થએલા અસુરોથી, સંપુર્ણ જગત ભરાઈ ગયું એમ દેખતાંજ, દેવોને અતિ ભય પ્રાપ્ત થયો. ૫૧

तान्विषण्णान्सुरान्दृष्ट्वाचंडिकाप्राहसत्वरा ॥
उवाचकालींचामुंडेविस्तीर्णंवदनंकुरु ॥५२॥

ટીકાઃ-તે ભીતીથી ખિન્ન થએલા દેવોને જોતાંજ, એ ચંડિકા, દેવોને કહેવા લાગ્યાં કે, બીહીશો નહીં; એવું ત્વરાથી અભય વચન આપીને, લલાટથકી ઉત્પન્ન થએલાં કાલિકાને કહેવા લાગ્યાં કે, હે ચામુંડા તમે તમારૂં મુખ વિકાસો, ॥ ૫૨ ॥

मच्छस्त्रपातसंभूतान्रक्तबिंदून्महासुरान् ॥
रक्तबिंदोःप्रतीच्छत्वंवक्रेणानेनवेगिना ॥५३॥

ટીકાઃ--અને મારા શસ્ત્રપ્રહારથી રકતબીજના શરીરથકી રક્તબિંદુથી ઉત્પન્ન થએલા મહા અસુરોને, ભુમિનો સ્પર્શ થવા ન દેતાં, તમે તમારા મુખમાં અંતરિક્ષથી શીઘ્ર ( ઉતાવળથી ) ઝીલી લ્યો. ॥ ૫૩ ॥

भक्षयंतीचररणेतदुत्पन्नान्महासुरान् ॥
एवमेषक्षयंदैत्यःक्षीणरक्तोगमिष्यति ॥५४॥

ટીકાઃ–એટલે એ રકતબિજ નામના અસુરનાં રક્તબિંદુ તમારા મુખમાં પડશે, તેથી તમારા મોમાંજ જે અસુરો ઉત્પન્ન થાય, તેઓનું ભક્ષણ કરતાંથકાં, તમેં આ રણભુમીમાં સંચાર કરો. એ પ્રમાણે કરશો એટલે એ રકતબીજ દૈત્ય, રકત સહિત શરીરવાળો થઇને, તત્કાલ નાશ પામશે.૫૪

भक्ष्यमाणास्त्वयाचोग्रानचोत्पत्स्यंतिचापरे ॥
इत्युक्त्वातांततोदेवीशूलेनाभिजघानतं ॥५५॥

ટીકાઃ--એ રીતે તમે ભક્ષણ કરવા લાગશો, એટલે ફરી બીજા ઉગ્ર દૈત્યો ઉત્પન્ન થશે નહીં. એ રીતનું એ કાલિકાને કહીને, એ ચંડિકા દેવી, એ રકતબીજ દૈત્યને શુલથી પ્રહાર કરવા લાગ્યાં. ॥ ૫૫ ॥

मुखेनकालीजगृहेरक्तबीजस्यशोणितं ॥
ततोसावाजघानाथगदयातत्रचंडिकां ॥५६॥

ટીકાઃ–ત્યારે એ કાલિકા પણ પ્રથમ કહ્યા પ્રમાણે એ અસુરનું રકત ભુમિપર પડવા ન દેતાં, મોઢાવડે ગ્રહણ કરવા લાગ્યાં. એ સમય એ અસુરપણ એ યુદ્ધમાં ચંડિકાને ગદાવડે પ્રહાર કરવા લાગ્યો; ॥ ૫૬ ॥

नचास्यावेदनांचक्रेगदापातोल्पिकामपि ॥
तस्याहतस्यदेहात्तुबहुसुस्त्रावशोणितं ॥५७॥

ટીકાઃ–તથાપિ એ ચંડિકા સાક્ષાત ચિદાનંદરૂપ હોવાનેલીધે, તેમને એ

ગદાપ્રહારથી કિંચિત્તપણ વેદના થઈ નહીં; પરંતુ એ અસુરના દેહથકી માત્ર દેવીના શુલપ્રહારથી અતિ રક્ત વહેવા લાગ્યું. ॥ ૫૭ ॥

यतस्ततस्तद्वक्रेणचामुंडासंप्रतीच्छति ॥
मुखेसमुद्गतायेस्यारक्तपातान्महासुराः ॥५८॥

ટીકાઃ--તે સમય એ રક્ત જ્યાં જ્યાં પડે ત્યાં ત્યાં એ ચામુંડાનું મુખ વિસ્તીર્ણ હોવાનેલીધે,-તેઓ પોતિકા મુખવડે એ રક્ત ગ્રહણ કરવા લાગ્યાં. પછી તેમના મુખમાં રક્ત પડવાથી જે જે મહા અસુરો ઉત્પન્ન થવા લાગ્યા, ॥ ૫૮ ॥

तांश्चखादाथचामुंडापपौतस्यचशोणितं ॥
देवीशूलेनवज्रेणबाणैरसिभिर्ऋष्टिभिः ॥५९॥

ટીકાઃ-તે તે અસુરોને એ ચામુંડા ભક્ષણ કરતાં થકાં, એ રક્તબીજના શરીરમાં શેષ રહેલું રક્ત પણ પ્રાશન કરવા લાગ્યાં. ત્યારે ચંડિકાદેવી પણ શુલ, વજ્ર, બાણ, ખડ્ગ તથા જેને બેઉ બાજુએ ધાર હોયછે તે ઋષ્ટિ નામના ખડ્ગતુલ્ય આયુધવડે, ॥ ૫૯ ॥

जघानरक्तबीजंतंचामुंडापीतशोणितं ॥
सपपातमहीपृष्ठेशस्त्रसंघसमाहतः ॥६०॥

ટીકાઃ-જેનું રક્ત ચામુંડાએ પ્રાશન કરીને નહીંજેવું કર્યું હતું, તે રક્તબીજનો ચંડિકાએ સંહાર કર્યો. એ રીતે શસ્ત્રસમુહથી ઘાયલ થતાંજ એ રક્તબીજ પ્રાણરહિત થઇને ભુમિપર પડયો. ॥ ૬૦ ॥

नीरक्तश्चमहीपालरक्तबीजोमहासुरः ॥
ततस्तेहर्षमतुलमवापुस्त्रिदशान्नृप ॥६१॥

ટીકાઃ--હે રાજન, એ રીતનો ક્ષીણરક્ત થએલો રક્તબીજ દૈત્ય દેવીએ માર્યો, તે સમય હે રાજા, સકલ દેવો અનુપમ્ય હર્ષ પામ્યા. ॥ ૬૧ ॥

तेषांमातृगणोजातोननर्तासृङ्मदोद्धतः ॥६२॥

ટીકાઃ—એ પ્રમાણે એ દૈત્યોના નાશ થતાંજ, એ બ્રાહ્મી માહેશ્વરી વગેરે માતૃગણુનો સમુદાય, દૈત્યોના રકતપ્રાશનથી મદોન્મત્ત થઇને નૃત્ય કરવા લાગ્યો. ॥ ૬૨ ॥

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहात्म्येरक्तबीजवधोनामअष्टमोऽध्यायः ॥८॥

॥ ઇતિશ્રી માર્કંડેય પુરાણે દેવીમાહાત્મ્યે રકતબીજ વધાખ્યો નામ સાર્થ અષ્ટમો અધ્યાયઃ ॥ ૮ ॥

——०O०——

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ राजोवाच ॥ विचित्रनिदमाख्यतंभगवन्भवताभम ॥
देव्याश्चरितमाहात्म्यंरक्तबीजवधाश्रितं ॥१॥

ટીકાઃ—સુરથ રાજા પ્રશ્ન કરે છે કે, હે તપરૂપ ઐશ્વર્યસંપન્ન ઋષિ, એ રકતબીજ દૈત્યના વધજન્ય દેવીનું ચરિત્ર તથા પ્રભાવ એ બેઉએ પરમ આશ્ચર્યકારક હતાં, તે આપે મને કહ્યાં; ॥ ૧ ॥

भूयश्चेच्छाम्यहंश्रोतुंरक्तबीजेनिपातिते ॥
चकारशुंभोयत्कर्मनिशुंभश्चातिकोपनः ॥२॥

ટીકાઃ—પરંતુ રકતબીજનો સંહાર થયાપછી, ફરીથી શુંભનિશુંભે અત્યંત કોપાયમાન થઇને, જે કર્મ કર્યું હોય, તે શ્રવણ કરવાને હું ઇચ્છુંછું.૨

॥ ऋषिरुवाच ॥ चकारकोपमतुलंरक्तबीजेनिपातिते ॥
शुंभासुरोनिशुंभश्चहतेष्वन्येषुचाहवे ॥३॥

ટીકાઃ—ઋષિ કહે છે કે, હે રાજન, એ રીતે પ્રથમ વર્ણવેલા પ્રકારે, એ રણભુમિમાં રકતબીજ તથા બીજાપણુ ઘણાક અસુરોનો દેવીએ વધ કર્યો, એટલે એ શુંભ તથા નિશુંભ એ બેઉ અસુર, અતિ કોપાયમાન થયા.૩

हन्यमानंमहासैन्यंविलोक्यामर्षमुद्वहन् ॥
अभ्यधावन्निशुंभोथमुख्ययासुरसेनया ॥४॥

ટીકાઃ--કારણ કે, એ અસુરોનું મહા સૈન્ય દેવીએ માર્યું તે જોતાંજ, નિશુંભાસુર ક્રોધાવિષ્ટ થઇને, મુખ્ય અસુરસેના સહવર્તમાન દેવીની સન્મુખ દોડતો આવ્યો. ॥ ૪ ॥

तस्याग्रतस्तथापृष्ठेपार्श्वयोश्चमहासुराः ॥
संदष्टौष्ठपुटाःक्रुद्धाहंतुंदेवीमुपाययुः ॥५॥

ટીકાઃ--તે એમ કે, એ નિશુંભની આગળ, પાછળ તથા બેઉ બાજુએ મહા અસુરો હતા તેપણ મહા ક્રોધાયમાન હોતાથકા, દાંતવડે હોઠ પીસવા છતાં, એ દેવીનો સંહાર કરવા સારૂ તેમની આગળ આવ્યા. ॥ ૫ ॥

आजगाममहावीर्यःशुंभोपिस्वबलैर्वृतः ॥
निंहंतुंचंडिकांकोपात्कृत्वायुद्धंतुमातृभिः ॥६॥

ટીકાઃ-તેમજ બીજો મહા પરાક્રમી શુંભ પણ પોતાની ચારે બાજુએ સ્વકીય મહા સૈન્ય લેઇને, એ બ્રહ્માણીના પ્રમુખપણાનીચેનાં માતૃકાઓની સાથે યુદ્ધ કરીને, ચંડિકાનો સંહાર કરવાસારૂ ક્રોધથી આવ્યો. ॥૬॥

ततोयुद्धमतीवासीद्देव्याःशुंभनिशुंभयोः ॥
शरवर्षमतीवोग्रंमेघयोरिववर्षतोः ॥७॥

ટીકાઃ-તેપછી દેવીની સાથે એ ઉભય (બેઉ) શુંભનિશુંભનું મહા ભયંકર યુદ્ધ થવા લાગ્યું. તેમાં જેમ પુર્વ પશ્ચિમથી ચડી આવેલા બેઉ મેઘનો વરસાદ પડે છે, તેમ એ બેઉની અતિ બાણવૃષ્ટિ થવા લાગી. ॥૭॥

चिच्छेदास्ताञ्छरांस्ताभ्यांचंडिकास्वशरोत्करैः ॥
ताडयामासचांगेषुशस्त्रौघैरसुरेश्वरौ ॥८॥

ટીકાઃ-એ રીતે તેમણે જે જે બાણ નાંખ્યા, તેઓનું ચંડિકા, પોતિકાં બાણોના સમુદાયવડે છેદન કરતાં થકાં, એ બેઉ અસુરેશ્વરોનાં સર્વાંગોમાં

અનેક પ્રકારનાં શસ્ત્રોના સમુદાયથી તાડન કરવા લાગ્યાં. ॥ ૮ ॥

निशुंभोनिशितंखड्गंचर्मचादायसुप्रभं ॥
अताडयन्मूर्ध्निसिंहंदेव्यावाहनमुत्तमं ॥९॥

ટીકાઃ—એવામાં નિશુંભે અતિ તીક્ષ્ણ ખડ્ગ તથા પ્રકાશયુક્ત ચર્મ (ઢાલ) લેઇને, દેવીના ઉત્તમ વાહન સિંહના મસ્તકમાં ખડ્ગ ઝાપટયું. ॥ ૯ ॥

ताडितेवाहनेदेवीक्षुरप्रेणासिमुत्तमं ॥
निशुंभस्याशुचिच्छेदचर्मचाप्यष्टचंद्रकं ॥१०॥

ટીકાઃ—એ રીતે તેણે પોતાના વાહનને તાડન કર્યું, એટલે દેવીએ અતિ તીક્ષ્ણ બાણથી, એ નિશુંભનું ખડ્ગ તથા આઠ પ્રકારનાં રત્નોથી જડાવેલી ચંદ્રતુલ્ય ઢાલપણ છેદન કરી. ॥ ૧૦ ॥

छिन्नेचर्मणिखड्गेचशक्तिंचिक्षेपसोसुरः ॥
तामप्यस्याद्विधाचक्रेचक्रेणाभिमुखागतां ॥११॥

ટીકાઃ—એ રીતે ખડ્ગ તથા ઢાલ છેદન થયાં, એટલે એ અસુરે દેવીપર શક્તિ નામનું શસ્ત્ર ફેંકયું; તે સન્મુખ આવેલું જોઇને, દેવીએ પોતિકા ચક્રવડે તેનાપણ બે કડકા કર્યા. ॥ ૧૧ ॥

कोपाध्मातोनिशुंभोथशूलंजग्राहदानवः ॥
आयांतंमुष्टिपातेनदेवीतच्चाप्यचूर्णयत् ॥१२॥

ટીકાઃ—તે સમય એ નિશુંભ દાનવે, કોપયુકતપણે ગર્જના કરીને, દેવીપર શુલ નાંખ્યું. પછી દેવીએ પોતાપર આવેલા એ શુલનું મુષ્ટિપ્રહારવડે ચુર્ણ કર્યું. ॥ ૧૨ ॥

आविद्ध्याथगदांसोपिचिक्षेपचंडिकांप्रति ॥
सापिदेव्यात्रिशूलेनभिन्नाभस्मत्वमागता ॥१३॥

ટીકાઃ—તે સમય એ અસુરે ગદા ફેરવીને ચંડિકાપર નાંખી, તેપણ એ દેવીના ત્રિશુલથી ભાગીને ભસ્મ થઈ. ॥ ૧૩ ॥

ततःपरशुहस्तंतमायांतंदैत्यपुंगवं ॥
आहत्यदेवीबाणौघैरपातयतभूतले ॥१४॥

ટીકાઃ–તે પછી એ દૈત્યોનો શ્રેષ્ટ નિશુંભ, ફરીથી હાથમાં ફરશી લેઇ-ને, દેવીપર ધાઇ આવ્યો; ત્યારે દેવીએ બાણોના સમુદાયથી ઘાયલ કરી-ને ભુતલપર પાડયો. ॥ ૧૪ ॥

तस्मिन्निपतितेभूमौनिशुंभेभीमविक्रमे ॥
भ्रातर्यतीवसंक्रुद्धः प्रययौहंतुमंबिकां ॥१५॥

ટીકાઃ–એ રીતે નિશુંભ ભુમિપર પડયો, એટલે તેનો જ્યેષ્ટબંધુ મહા પરાક્રમી શુંભ, પોતાના બંધુને પાડનાર અંબિકાપર ક્રોધાયમાન થઇને, યુદ્ધ કરવાને આવ્યો. ॥ ૧૫ ॥

सरथस्थस्तथात्युच्चैर्गृहीतपरमायुधैः ॥
भुजैरष्टाभिरतुलैर्व्याप्याशेषंबभौनभः ॥१६॥

ટીકાઃ–તે એમ કે, રથમાં બેસવા છતાં, લાંબી અનુપમ અષ્ટ ભુજાઓ-માં આઠ પ્રકારનાં ઉત્કૃષ્ટ આયુધો ગ્રહણ કર્યાં, તેનું તેજ આકાશને વ્યા-પ્ત કરતું હોય એવાં શોભવા લાગ્યાં. ॥ ૧૬ ॥

तमायांतंसमालोक्यदेवीशंखमवादयत् ॥
ज्याशब्दंचापिधनुषश्चकारातीवदुस्सहं ॥१७॥

ટીકાઃ–એ પ્રકારનો એ પોતાપર આવે છે એમ જોતાંજ, દેવીએ શંખ-નાદ કર્યો, અને એ દૈત્યોને અતિ દુઃસહ (સહન ન થાય તેવી] ધનુષ્યપ્ર-ત્યંચા-[પણછ]નો ટંકારવ કર્યો. ॥ ૧૭ ॥

पूरयामासककुभोनिजघंटास्वनेनच ॥
समस्तदैत्यसैन्यानांतेजोवधविधायिना ॥१८॥

ટીકાઃ–તેમજ દેવીએપણ સમસ્ત દૈત્યસૈન્યનો પરાભવ કરે એવો પો-તિકી ઘંટાનો નાદ કરીને, તેમણે દશે દિશાઓ નાદિત કરી. ॥ ૧૮ ॥

ततःसिंहोमहानादैस्त्याजितेभमहामदैः ॥
पूरयामासगगनंगांतथैवदिशोदश ॥१९॥

ટીકાઃ–તે પછી દેવીના સિંહેપણ મહા નાદવડે સંપુર્ણ આકાશ, પૃથ્વી તથા દશે દિશાઓ પુર્ણ નાદયુકત કરી. એ નાદ શ્રવણ કરતાંજ એ દૈત્ય સેનામાંના મહા મદયુકત હસ્તીઓપણ પોતાના મહા મદને તજવા લાગ્યા. ॥ ॥ १९ ॥ ॥

ततःकालीसमुत्पत्यगगनंक्ष्मामताडयत् ॥
कराभ्यांतन्निनादेनप्राक्स्वनास्तेतिरोहिताः ॥२०॥

ટીકાઃ--તે સમય કાલિકાએ આકાશમાં ઉડાણ કરીને, ફરીથી નીચે આવીને, બેઉ હાથવડે પૃથ્વીને તાડન કર્યું, તેથી જે નાદ ઉત્પન્ન થયો તે એવો કે, એ નાદનેલીધે પ્રથમના સર્વ નાદોનું આચ્છાદન થયું, ॥ २० ॥

अट्टाट्टहासमशिवंशिवदूतीचकारह ॥
तैःशब्दैरसुरास्त्रेसुःशुंभःकोपंपरंययौ ॥२१

ટીકાઃ--અને એ શિવદુતીએ, તેઓને ભયાનક છતાં, અતિ મોટો અટ્ટહાસ શબ્દ કર્યો. એ શબ્દોનેલીધે સર્વ અસુરોને ત્રાસ ઉત્પન્ન થયો તથા શુંભ અતિ કોપાયમાન થયો. ॥ २१ ॥

दुरात्मंस्तिष्ठतिष्ठेतिव्याजहारांबिकायदा ॥
तदाजयेत्यभिहितंदेवैराकाशसंस्थितैः ॥२२॥

ટીકાઃ–તે સમય અંબિકા દેવી, હે દુષ્ટ ઉભો રહે, એવું જ્યારે એ શુંભાસુરને કહેવા લાગ્યાં, તે વખત યુદ્ધ જોવાસારૂ અંતરીક્ષઆવેલા દેવોએ જયજયકાર શબ્દ કર્યો. ॥ २२ ॥

शुंभेनागत्ययाशक्तिर्मुक्ताज्वालातिभीषणा ॥
आयांतीवह्निकूटाभासानिरस्तामहोल्कया ॥२३॥

ટીકાઃ–એટલામાં એ શુંભે આગળ આવીને, મહા ભયંકર જાજ્વલ્ય-

માન શકિત દેવીપર નાંખી, તે કેવલ અગ્નિના હગલા જેવીજ આવે છે એમ જોઇને, દેવીએ તત્કાલ મુકેલી મહોલ્કા નામની શકિતવડે, તેનો નાશ થયો. ॥ ૨૩ ॥

सिंहनादेनशुंभस्यव्याप्तंलोकत्रयांतरं ॥
निर्घातनिःस्वनोघोरोजितवानवनीपते ॥२४॥

ટીકાઃ--તે સમય એ શુંભે સિંહ સમાન નાદ કર્યો, તેથી સંપુર્ણ ત્રૈલોક્ય ગર્જનાયુક્ત થયું; તથાપિ હે પૃથ્વીપતી, દેવીએ જે મહા ભયંકર ઉત્પાત ધ્વની કરી, તેથી એ અસુરનો સિંહનાદ પરાજીત થયો. ૨૪

शुंभमुक्ताञ्छरान्देवीशुंभस्तत्प्रहिताञ्छरान् ॥
चिच्छेदस्वशरैरुग्रैःशतशोथसहस्रशः ॥२५॥

ટીકાઃ-પછી શુંભે જે બાણ દેવીપર નાખ્યું, તેનું દેવીએ પોતિકા બાણવડે છેદન કર્યું, તથા દેવીએ જે બાણ તેનાપર છોડયું, તેનું એ શુંભે છેદન કર્યું, એ રીતે પરસ્પરનાં લક્ષાવધી બાણોનું પોતપોતિકાં બાણોવડે છેદન કર્યું, તે ઉપરથી દેવી તથા શુંભનું સમાન યુદ્ધ થયું. ॥ ૨૫ ॥

ततःसाचंडिकाक्रुद्धाशूलेनाभिजघानतं ॥
सतदाभिहतोभूमौमूर्छितोनिपपातह ॥२६॥

ટીકાઃ--તે પછી ચંડિકાએ ક્રોધાયમાન થઇને, તેનાપર શુલપ્રહાર કર્યો. તે વખત એ શુંભ ઘાયલ થતાંજ તત્કાલ મુર્ચ્છિત થઇને, ભુમીપર પડયો. ॥ ૨૬ ॥

ततोनिशुंभःसंप्राप्यचेतनामात्तकार्मुकः ॥
आजघानशरैर्देवींकालींकेसरिणंतथा ॥२७॥

ટીકાઃ--તો એટલામાં પ્રથમ મુર્ચ્છિત થયેલો નિશુંભ સાવધ થતાંજ, તેણે ધનુષ્યબાણવડેજ દેવીના સિંહને તાડન કર્યું. ॥ ૨૭ ॥

पुनश्चकृत्वाबाहूनामयुतंदनुजेश्वरः ॥

चक्रायुधेनदितिजच्छादयामासचंडिकां ॥२८॥

ટીકાઃ—અને દનુપુત્ર છતાં દિતિપુત્ર દૈત્ય સમાનના સ્વભાવનેલીધે એ-ને દૈત્યપણ કહે છે. એવા દનુજેશ્વર નિશુંભે ફરીથી પોતાને દશસહસ્ર બાહુ ઉત્પન્ન કરીને, તે સઘળાઓમાં આયુધચક્રો ધરીને, તે વડે ચંડિ-કાને આચ્છાદન કર્યાં. ॥ ૨૮ ॥

ततोभगवतीक्रुद्धादुर्गादुर्गार्तिनाशिनी ॥
चिच्छेदतानिचक्राणिस्वशरैःसायकांश्चतान् ॥२९॥

ટીકાઃ—તે સમય ભક્તોને મહા સંકટોમાંથી મુક્ત કરનારાં ભગવતી દુર્ગા દેવીએ, અતિ ક્રોધાયમાન થઇને, તે ચક્રોનું તથા પ્રથમ નાંખેલાં બાણોનું પોતાનાં બાણવડે છેદન કર્યું. ॥ ૨૯ ॥

ततोनिशुंभोवेगेनगदामादायचंडिकां ॥
अभ्यधावतवैहंतुंदैत्यसेनासमावृतः ॥३०॥

ટીકાઃ—તે પછી એ નિશુંભ ગદા લેઇને, દૈત્યસેના સહવર્તમાન અતિ વેગથી, એ ચંડિકાનો સંહાર કરવાસારૂ, તેમની સન્મુખ ધાઈ આવ્યો. ૩૦

तस्यापततएवाशुगदांचिच्छेदचंडिका ॥
खड्गेनशितधारेणसचशूलंसमाददे ॥३१॥

ટીકાઃ—એ રીતે એ આવી મળતાં તુરતજ ચંડિકાએ, તીક્ષ્ણ ધારાયુક્ત ખડ્ગથી તેની ગદાનું છેદન કરતાંજ તેણે ફરીથી શુલ ધારણ કર્યું. ॥ ૩૧ ॥

शूलहस्तंसमायांतंनिशुंभममरार्दनं ॥
हृदिविव्याधशूलेनवेगाविद्धेनचंडिका ॥३२॥

ટીકાઃ-અને દેવોને પીડા કરનારો એ નિસુંભ, હાથમાં સુલ લેઇને, સ-ન્મુખ આવવા લાગ્યો, એટલામાં ચંડિકાએ, તત્કાલ પોતાના સુલવડે તેના હૃદયમાં તાડન કર્યું. ॥ ૩૨ ॥

भिन्नस्यतस्यशूलेनहृदयानिःसृतोपरः ॥

महाबलोमहावीर्यस्तिष्ठेतिपुरुषोवदन् ॥३३॥

ટીકાઃ–તે વખત એ નિસુંભનું હૃદય સુલથી છિન્નભિન્ન થતાંજ, તેના-માંથી એક મહા બલાઢય છતાં મહા પરાક્રમી એવો એક પુરૂષ ઉત્પન્ન થઇને, ઉભી રહે, એમ દેવીને કહેવા લાગ્યો. ॥ ૩૩ ॥

तस्यनिष्क्रामतोदेवीप्रहस्यस्वनवत्ततः ॥
शिरश्छिच्छेदखड्गेनततोसावपतद्भुवि ॥३४॥

ટીકાઃ–એ રીતે એ દૈત્યના હૃદયમાંથી બાહેર નીકળતાંજ દેવીએ, અ-તિ ગર્જનાયુક્ત હાસ્ય કરીને તે પુરૂષનો ખડ્ગવડે શિરચ્છેદ કરતાંજ, તે તત્કાલ ભુમિપર પડયો. ॥ ૩૪ ॥

ततःसिंहश्चखादोग्रदंष्ट्राक्षुण्णशिरोधरान् ॥
असुरांस्तांस्तथाकालीशिवदूतितथापरान् ॥३५॥

ટીકાઃ--પછી દેવીના સિંહે પોતાના ઉગ્ર દાંતવડે કેટલાક અસુરોના મસ્તકના કેશ ખેંચીને, તેમનું ભક્ષણ કર્યું; તેમજ કાલિકાએ તથા શિ-વદુતીએપણ બીજા અસુરોને ભક્ષણ કર્યા. ॥ ૩૫ ॥

कौमारीशक्तिनिर्भिन्नाःकेचिन्नेशुर्महासुराः ॥
ब्रह्माणीमंत्रपूतेनतोयेनान्येनिराकृताः ॥३६॥

ટીકાઃ--વળી કેટલાએક મહા અસુરો કુંમારીના શકિત નામના શસ્ત્રના પ્રહારને લીધે અતિ છિન્નભિન્ન થઇને નાશ પામ્યા, તથા તે સિવાય બી-જા અસુર બ્રહ્માણીના પ્રણવમંત્રવડે અભિમંત્રિત કરેલા જલથી મૃત્યુ પા-મ્યા. ॥ ૩૬ ॥

माहेश्वरीत्रिशूलेनभिन्नाःपेतुस्तथापरे॥
वाराहीतुंडघातेनकेचिच्चूर्णीकृताभुवि ॥३७॥

ટીકાઃ—તેમજ બીજા કેટલાએક માહેશ્વરીના ત્રીશૂલથી છિન્નભિન્ન થઇને પડયા, તથા કેટલાએક અસુર, વારાહીના મુખ પ્રહારથી ચુર્ણ થ-ઇને, ભૂમિપર પડયા. ॥ ૩૭ ॥

खंडंखंडंचचक्रेणवैष्णव्यादानवाःकृताः ॥
वज्रेणचैंद्रीहस्ताग्रविमुक्तेनतथापरे ॥३८॥

ટીકાઃ—અને વૈષ્ણવી દેવીએ શસ્ત્રવડે તથા ઐંદ્રીએ પોતાના હાથથકી છોડેલા વજ્રવડે, બીજા કેટલાએક દાનવોનાં અંગના કડકા કર્યા. ॥ ૩૮

केचिद्विनेशुरसुराःकेचिन्नष्टामहाहवात् ॥
भक्षिताश्चापरेकालीशिवदूतीमृगाधिपैः ॥३९॥

ટીકાઃ—એ રીતે કેટલાક અસુર નાશ પામ્યા, કેટલાએક એ મહા યુદ્ધમાંથી નાશી ગયા તથા તે સિવાયના બીજાઓને કાલી, શિવદૂતી તથા સિંહે ભક્ષણ કર્યા. ॥ ૩૯ ॥

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहात्म्येनिशुंभवधोनामनवमोऽध्यायः ॥९॥

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણિકે મન્વંતરે દેવીમહાત્મ્યે નિશુંભવધો નામ સાર્થ નવમોઅધ્યાયઃ ॥ ૯ ॥

——०O०——

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिउवाच ॥ निशुंभंनिहतंदृष्ट्वाभ्रातरंप्राणसंमितं ॥
हन्यमानंबलंचैवशुंभःक्रुद्धोब्रवीद्वचः ॥१॥

ટીકાઃ-ઋષિ કહેછે. એ રીતે પોતાના પ્રાણતુલ્ય નિશુંભ નામના બંધુને દેવીએ માર્યા છતાં, સકલ સૈન્યનોપણ નાશ કર્યો. તે અવલોકન કરતાંજ, શુંભ ક્રોધાયમાન થઇને, દેવીને કહેવા લાગ્યો. ॥ ૧ ॥

बलावलेपाद्दुष्टेत्वंमादुर्गेगर्वमावह ॥
अन्यासांबलमाश्रित्ययुध्यसेयातिमानिनी ॥२॥

ટીકાઃ—કે, હે દુષ્ટ દુર્ગા, તું બલના અભિમાનથી ગર્વ ધારણ કરીશ

નહીં; કારણ કે, તું અતિ અભિમાનિની છતાં, બીજાઓના બલનો આ-
શ્રય કરીને યુદ્ધ કરે છે. ॥ ૨ ॥

॥ देव्युवाच ॥ एकैवाहंजगत्यत्रद्वितीयाकाममापरा ॥
पश्यैतादुष्टमय्येवविशंत्योमद्विभूतयः ॥३॥

ટીકાઃ--દેવી કહેછે. હે દુષ્ટ, આ જગતમાં હું સજાતીય ભેદરહિત એવી એકછું. મારા સિવાય બીજું મને સહાય કરનારૂં કોણ છે? કોઈપણ નહીં. શા ઉપરથી ? એમ પુછીશ તો જો, આ મારી વિભૂતી મજમાં પ્રવેશ કરે છે. ॥ ૩ ॥

ततःसमस्तास्तादेव्योब्रह्माणीप्रमुखालयं ॥
तस्यादेव्यास्तनौजग्मुरेकैवासीत्तदांबिका॥४॥

ટીકાઃ—એવું કહેતાંજ એ બ્રહ્માણીના પ્રમુખપણાનીચે સમસ્ત દેવીઓ, એ અંબિકાના શરીરમાં પ્રવેશ કરીને એકત્વ પામ્યાં. પછી એ અંબિકા માત્ર એક રૂપેજ રહ્યાં. ॥ ૪ ॥

॥देव्युवाच ॥ अहंविभूत्याबहुभिरिहरूपैर्यदास्थिता ॥
तत्संहृतंमयैकैवातिष्ठाम्याजौस्थिरोभव ॥५॥

ટીકાઃ—અને એ શુંભને કહેવા લાગ્યાં કે, હું મારા ઐશ્વર્યબલથી પ્રથમ બહુ રૂપો ધારણ કરીને અહીં ઉભી હતી; પછી એ સર્વ રૂપો એક રૂપમાં મેળવી લઇને, હું એકલીજ સિદ્ધ (તૈયાર)છું. હવે તું યુદ્ધને અર્થે તૈયાર થા. ॥ ૫ ॥

॥ ऋषिउवाच ॥ ततःप्रववृतेयुद्धंदेव्याःशुंभस्यचोभयो ॥
पश्यतांसर्वदेवानामसुराणांचदारुणं ॥६॥

ટીકાઃ—ઋષિ કહે છે. તેમણે એવું ભાષણ કર્યાપછી, સર્વ દેવો તથા અસુરોના દેખવા છતાં, દેવી તથા શુંભનું મહા ભયંકર યુદ્ધ પ્રવૃત્ત થયું. ૬

शरवर्षैःशितैःशस्त्रैस्तथास्त्रैश्चैवदारुणैः ॥
तयोर्युद्धमभूद्भूयःसर्वलोकभयंकरं ॥७॥

ટીકાઃ—તે એમ કે, જે યુદ્ધમાં બાણ, તીક્ષ્ણ શસ્ત્ર તથા મહા ભયંકર અસ્ત્રોની પરસ્પર વૃષ્ટિ થવા લાગી. એ રીતે એ બેઉનું સર્વ લોકને ભયંકર એવું મોટું યુદ્ધ થવા લાગ્યું. ॥ ૭ ॥

दिव्यान्यस्त्राणिशतशोमुमुचेयान्यथांबिका ॥
बभंजतानिदैत्येंद्रस्तत्प्रतीघातकर्तृभिः ॥८॥

ટીકાઃ—તે વખત એ અંબીકા દેવી, જેજે શતાવધી [સૈકડો] દીવ્ય અસ્ત્રો ફેંકવા લાગ્યાં, તે તે અસ્ત્રોપર તેમને ભાગી નાખનારાં પ્રતિઅસ્ત્રો નાખીને, એ અસ્ત્રોનો એ દૈત્યેંદ્ર ભંગ કરવા લાગ્યો. ॥ ૮ ॥

मुक्तानितेनचास्त्राणिदिव्यानिपरमेश्वरी ॥
बभंजलीलयैवोग्रहुंकारोच्चारणादिभिः ॥९॥

ટીકાઃ—અને એ શુંભ જેજે દીવ્ય અસ્ત્રો ફેંકે, તેનો એ પરમેશ્વરી સહજ લીલાવડે ઉગ્ર હુંકારારૂપ ગર્જનાદિકવડે ભંગ કરવા લાગ્યાં. ॥ ૯ ॥

ततश्शरशतैर्देवीमाच्छादयतसोसुरः ॥
सापितत्कुपितादेवीधनुश्चिच्छेदचेषुभिः ॥१०॥

ટીકાઃ—એ રીતે થવા છતાં, એ અસુરે શતાવધી બાણોવડે દેવીને આચ્છાદન [ઘેરવું) કર્યાં. તે વખત એ દેવીએ કોપયુક્ત થઇને, એ સકલ બાણોનો નાશ કરીને, પોતાના બાણવડે એ અસુરનું ધનુષ્ય છેદન કર્યું. ॥ ૧૦ ॥

छिन्नेधनुषिदैत्येंद्रस्तथाशक्तिमथाददे ॥
चिच्छेददेवीचक्रेणतामप्यस्यकरेस्थिताम् ॥११॥

ટીકાઃ—એ રીતે ધનુષ્ય ભાગ્યું એટલે એ દૈત્યેંદ્રે, તત્કાલ શક્તિ નામનું શસ્ત્ર ધારણ કર્યું. એટલામાં દેવીએ એ શસ્ત્ર એ અસુરના હાથમાં હતું તેમ છતાં, તેનું પોતિકા ચક્રવડે છેદન કર્યું. ॥ ૧૧ ॥

ततःखड्गमुपादायशतचंद्रंचभानुमत् ॥
अभ्यधावत्तदादेवींदैत्यानामधिपेश्वरः ॥१२॥

ટીકાઃ—તેપછી એ દૈત્યાધિપતિ શુંભ, મહા સામર્થ્યથી, જેનાં ચંદ્ર સમાનનાં સો કિરણો આડીઅવળી બાજુઓએ ચમકી રહ્યાં છે એવું ખડગ ધારણ કરીને, રથારૂઢ છતાંજ દેવીની સન્મુખ દોડતો આવ્યો. ૧૨

तस्यापततएवाशुखड्गंचिच्छेदचंडिका ॥
धनुर्मुक्तैःशितैर्बाणैश्चर्मचार्ककरामलं ॥१३॥

ટીકાઃ—એ રીતનો એ અસુર દોડતો આવતો હવો, એટલામાં એ ચંડિકાએ ધનુષ્યથકી ફેંકેલા તીક્ષ્ણ બાણવડે ખડગ, સૂર્યકિરણ સમાન પ્રકાશયુક્ત ઢાલ, અશ્વ તથા સારથી વગેરે સર્વેનું એકજ કાલે છેદન કર્યું. ॥ ૧૩ ॥

हताश्वःसतदादैत्यश्छिन्नधन्वाविसारथिः ॥
जग्राहमुद्गरंघोरमंबिकानिधनोद्यतः ॥१४॥

ટીકાઃ—એ રીતે પોતાનું ધનુષ્ય ભાગવા છતાં, અશ્વ તથા સારથીનો પણ નાશ થયાનેલીધે, એ દૈત્ય વિરથ (રથ વગરનો) થયો; તથાપિ તેણે અંબિકાના વધ બાબત ઉદ્યુક્ત થઈને, મહા ભયંકર મુદગર ધારણ કર્યું. ॥ ૧૪ ॥

चिच्छेदापततस्तस्यमुद्गरंनिशितैःशरैः ॥
तथापिसोभ्यधावत्तांमुष्टिमुद्यम्यवेगवान् ॥१५॥

ટીકાઃ—અને દેવીપર દોડીને આવવા લાગ્યો. એટલામાં દેવીએ અતિ તીક્ષ્ણ બાણવડે એ મુદ્ગરનુંપણ છેદન કર્યું; તથાપિ તે હાથની મુક્કી વાળીને, અતિ વેગથી દેવીપર દોડી આવ્યો. ॥ ૧૫ ॥

समुष्टिंपातयामासहृदयेदैत्यपुंगवः ॥
देव्यास्तंचापिसादेवीतलेनोरस्यताडयत् ॥१६॥

ટીકાઃ-અને એ દૈત્યેંદ્રે દેવીના હૃદયપર મુષ્ટિપ્રહાર કર્યો. તે વખત દેવીએપણ તેની છાતીપર હાથવડે લાપટ મારી. ॥ ૧૬ ॥

तलप्रहाराभिहतोनिपपातमहीतले ॥

सदैत्यराजःसहसापुनरेवतथोत्थितः ॥१७॥

ટીકાઃ—તે વખત એ દૈત્યરાજ એ લાપટના પ્રહારથી તાડિત થતાંજ પૃથ્વીપર પડયો. એટલામાં તેવોજ ફરીથી એકદમ ઉઠયો. ॥ ૧૭ ॥

उत्पत्यचप्रगृह्योच्चैर्देवींगगनमास्थितः ॥
तत्रापिसानिराधारायुयुधेतेनचंडिका ॥१८॥

ટીકાઃ--અને તત્કાલ દેવીને લેઇને, આકાશમાં જઇને, ઉભો રહયો. તે સમય ત્યાંજ એ ચંડિકા નિરાધાર છતાં, એ અસુરની સાથે યુદ્ધ કરવા લાગ્યાં. ॥ ૧૮ ॥

नियुद्धंखेतदादैत्यश्चंडिकाचपरस्परम् ॥
चक्रतुःप्रथमंयुद्धंमुनिविस्मयकारकं ॥१९॥

ટીકાઃ--તે યુદ્ધ એવું કે, આકાશમાં એ દૈત્ય તથા ચંડિકા એ બેઉ, મુખ્યત્વે પરસ્પરનો વધ કરવાસારૂ બાહુયુદ્ધ કરવા લાગ્યાં. તે સમય ત્યાં સિદ્ધ નામના દેવ તથા ઋષિઓ હતા તેઓને એ યુદ્ધ આશ્ચર્યકારક ભાસ્યું. ॥ ૧૯ ॥

ततोनियुद्धंसुचिरंकृत्वातेनांबिकासह ॥
उत्पाट्यभ्रामयामासचिक्षेपधरणीतले ॥२०॥

ટીકાઃ-એ રીતે અંબિકાએ તેની સાથે ઘણા વખતસુધી બાહુયુદ્ધ કરીને, તેને ઉચકીને, દડીની પેઠે ઉંચે ફેંકયો. પછી તેને ફરીથી નીચે આવતાંજ ચંડિકાએ તેના પગ પકડીને, માથાઉપર ફેરવીને, પૃથ્વીપર નાંખ્યો. ॥ ૨૦ ॥

सक्षिप्तोधरणींप्राप्यमुष्टिमुद्यम्यवेगतः ॥
अभ्यधावतदुष्टात्माचंडिकानिधनेच्छया ॥२१॥

ટીકાઃ--એ રીતે તેને ધરણીપર પાડયા છતાંપણ, તે માત્ર ધરણીને સ્પર્શ કરીને ઉઠયો, અને ફરીથી મુષ્ટિ વાળીને, એ દુરાત્મા અતિ વેગવડે એ ચંડિકાનો વધ કરવાની ઇચ્છાથી તેમનાપર ધાઈ આવ્યો. ॥ ૨૧ ॥

तमायांतंततोदेवीसर्वदैत्यजनेश्वरं ॥
जगत्यांपातयामासभित्वाशूलेनवक्षसि ॥२२॥

ટીકા:--એ રીતે એ સકલ દૈત્યોનો ઇશ્વર શુંભ, જેવો ધાઇને આવવા લાગ્યો, તેવોજ એ દેવીએ શુલપ્રહારથી તેનું વક્ષસ્થલ (છાતી) વિદારણ કરીને, તેને પૃથ્વીપર પાડ્યો. ॥ ૨૨ ॥

सगतासुःपपातोर्व्यांदेवीशूलाग्रविक्षतः ॥
चालयन्सकलांपृथ्वींसाब्धिद्वीपांसपर्वतां ॥२३॥

ટીકા:-એ રીતે એ શુંભ, દેવીના શુલાગ્રથી વિદારણ થતાંજ તત્કાલ ગતપ્રાણ થઇને પૃથ્વીપર પડ્યો. તે સમય સાત સમુદ્ર, સાત દ્વીપ તથા સર્વ પર્વતો સહિતની સકલ પૃથ્વી કંપાયમાન થઈ. ॥ ૨૩ ॥

ततःप्रसन्नमखिलंहतेतस्मिन्दुरात्मनि ॥
जगत्स्वास्थ्यमतीवापनिर्मलंचाभवन्नभः ॥२४॥

ટીકા:-અને શુંભવધ થવા પેહેલાં ઉત્પાતસૂચક જ્વાલા સહિત જે મેઘ નિર્માણ થયા હતા, તેપણ એ શુંભનો સંહાર થયાપછી શાન્ત થયા, તથા પ્રથમ નદીઓ જે અમર્યાદાથી વહેતી હતી, તેપણ પોતપોતિકા માર્ગોએ વહેવા લાગી. ॥ ૨૪ ॥

उत्पातमेघास्सोल्कायेप्रागासंस्तेशमंययुः ॥
सरितोमार्गवाहिन्यस्तथासंस्तत्रपातिते ॥२५॥

ટીકા:-એ રીતનનો એ દુરાત્મા મરણ પામ્યાપછી સંપુર્ણ જગત પ્રસન્ન થઇને, અતિ સ્વસ્થચિત્ત થયું, તથા આકાશપણ નિર્મલ થયું. ॥ ૨૫ ॥

ततोदेवगणाःसर्वेहर्षनिर्भरमानसाः ॥
बभूवुर्निहतेतस्मिन्गंधर्वाललितंजगुः ॥२६॥

ટીકા:-અને એ દુષ્ટનો નાશ થવાથી સર્વ દેવગણોનાં અંતઃકરણ હર્ષથી પરિપુર્ણ થયાં તથા ગંધર્વો સુંદર ગાયન કરવા લાગ્યા. ॥ ૨૬ ॥

अवादयंस्तथैवान्येननृतुश्चाप्सरोगणाः ॥
ववुःपुण्यास्तथावातास्सुप्रभोभूद्दिवाकरः ॥२७॥

ટીકાઃ—તેમજ બીજા દેવગંધર્વ વાજાં વગાડવા લાગ્યા. અપ્સરાઓ નૃત્ય કરવા લાગી. વાયુપણ મંદ સુગંધયુક્ત છતાં અનુકુલ વાવા લાગ્યો, તથા સૂર્યપણ ઉત્કૃષ્ટ પ્રભાયુક્ત થયા. ॥ ૨૭ ॥

जज्वलुश्चाग्नयश्शांताश्शांतादिग्जनितस्वनाः ॥२८॥

ટીકાઃ--અને અગ્નિહોત્રીયોનો આહવનીઆદી અગ્નિ, સૌમ્ય હોતોથકો પ્રજ્વલિત થવા લાગ્યો, તથા દશે દિશાઓમાં પ્રથમ જે ઉત્પાતસૂચક ભયંકર ધ્વનિ થતી હતી તેપણ શાન્ત થઇ. ॥ ૨૮ ॥

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहात्म्ये
शुंभवधोनामदशमोऽध्यायः ॥१०॥

ઇતીશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી મહાત્મ્યે
શુંભવધો નામ સાર્થ દશમોઅધ્યાયઃ ॥ ૧૦ ॥

——o0o——

## ॥ श्रीगणपतिर्जयति ॥

ऋषिरुवाच॥देव्याहतेतत्रमहासुरेंद्रेसेंद्राःसुरावह्निपुरोगमास्तां।
कात्यायनींतुष्टुवुरिष्टलाभाद्विकासिवक्त्राब्जविकासिताशाः१॥

ટીકાઃ—ઋષિ કહે છે. એ રીતે પ્રથમ વર્ણવ્યા પ્રમાણે દેવીએ એ મહા અસુરેંદ્રનો સંહાર કર્યાપછી ઇંદ્ર સહિત અગ્નિના પ્રમુખપણાનીચે સકલ દેવો, એ શુંભનિશુંભાદિકના વધરૂપી ઇષ્ટ લાભથી પ્રસન્નમુખ થઇને, એ યુદ્ધભુમિમાં, પોતાની કાન્તીથી દશે દિશાઓ પ્રકાશિત કરનારાં એ કાત્યાયની દેવીની સ્તુતી કરવા લાગ્યા. ॥ ૧ ॥

देविप्रपन्नार्तिहरेप्रसीदप्रसीदमातर्जगतोखिलस्य ॥

प्रसीदविश्वेश्वरिपाहिविश्वंत्वमीश्वरीदेविचराचरस्य ॥ २ ॥

ટીકાઃ-તે એવી રીતે કે, હે દેવી, હે માતા, તમે શરણાંગત ભક્તજનોની સકલ પીડાઓ પરિહાર કરનારાં હોવાનેલીધે આ સકલ ભક્તજનોપર વારંવાર પ્રસંન્ન થાઓ, અને હે દેવી, તમે સકલ ચરાચર વિશ્વમાં સ્વતંત્ર છો. અર્થાત તમારાથકી બીજાં સર્વ વિશ્વો આપને વિષે પરતંત્ર હોવાઉપરથી તમે વિશ્વનાં નિયામક સ્વામિની છો, માટે આ વિશ્વપર તમે સદા પ્રસન્ન છતાં તેનું પાલન કરો. ॥ ૨ ॥

आधारभूताजगतस्त्वमेकामहीस्वरूपेणयतःस्थितासि ॥
अपांस्वरूपस्थितयात्वयैतदाप्यायतेकृत्स्नमलंघ्यवीर्ये ॥३॥

ટીકાઃ--તેમજ પૃથ્વી સ્વરૂપે સ્થિત હોવાઉપરથી તમે એકલાંજ સકલ જગતને આધારભુત છો, અને જલમાં જલસ્વરૂપે સ્થિત હોવાનેલીધે તમે આ સમસ્ત પ્રાણીમાત્રનું જીવન કરો છો, માટે તમારૂં સામર્થ્ય દુર્નીવાર્ય છે. ॥ ૩ ॥

त्वंवैष्णवीशक्तिरनंतवीर्याविश्वस्यबीजंपरमासिमाया ॥
संमोहितंदेविसमस्तमेतत्त्वंवैप्रसन्नाभुविमुक्तिहेतुः ॥ ४ ॥

ટીકાઃ-તેમજ તમે અનંત પરાક્રમસંપન્ન એવાં વૈષ્ણવી શક્તિ હોવાનેલીધે આપને વિષે જગતનું પાલન કરવાની શક્તિ છે, તમે સાક્ષાત આદિ માયા હોવાનેલીધે વિશ્વોત્પત્તિનાં કારણભુત મુખ્ય બીજરૂપી છો; તેમજ હે દેવી તમે અવિદ્યારૂપ છતાં આ સમસ્ત જગતને સંસારમાં અહંમમતા રૂપે અતિ મોહિત કરો છો. ત્યારે અર્થાત, હું કોઇને મુક્ત કરતી નથી કે શું? જો એવી શંકા કરશો તો કહું છું કે, તમે જેનાપર પ્રસન્ન થશો તેનેજ આ પૃથ્વીને વિષે તમે મુક્તિનું કારણ થાઓછો. ॥ ૪ ॥

विद्याःसमस्तास्तवदेविभेदाःस्त्रियःसमस्ताःसकलाजगत्सु ॥
त्वयैकयापूरितमंबयैतत्कातेस्तुतिःस्तव्यपरापरोक्तिः ॥५॥

ટીકાઃ-અને હે દેવી, ચાર વેદ, એ વેદના છ અંગ; મિમાંસા, ન્યાય, વ્યાકરણ, ધર્મશાસ્ત્ર વગેરે ચૌદ વિદ્યાઓ તથા તે સિવાય પુરાણ, આ-

યુર્વેદ, ધનુર્વેદ તથા ગાંધર્વશાસ્ત્રાદિક વિદ્યાઓના એકંદર અષ્ટાદશ ભેદ છતાં, તમે ષષ્ટી કલાયુકત છો. તે સર્વ તમારાંજ અંશભુત છે. પાતિવૃત્ય, સૌંદર્ય તથા તારૂણ્યાદિક સકલ પ્રકારનાં લક્ષણસંપન્ન એવી આ જગતને વિષે જે ઉત્તમ સ્ત્રિયો છે તેપણ તમારીજ અંશભુત ઠરે, તો તમે એકલાં અંબિકાએજ આ સંપુર્ણ જગત અંતર્બાહ્ય કર્યું છે. એ ઉપરથી તમે સ્તુતિ કરવાને યોગ્યજ છો; પરંતુ તમારે વિષે ગૌણત્વ તથા મુખ્યત્વ વર્ણન કરીને કેઈ સ્તુતિ કરવી ? ॥ ૫ ॥

सर्वभूतायदादेवीस्वर्गमुक्तिप्रदायिनी ॥
त्वंस्तुतास्तुतयेकावाभवंतिपरमोक्तयः ॥ ६ ॥

ટીકાઃ–ફરીથી સ્તુતિનું અઘટિતત્વ વર્ણન કરે છે કે, હે દેવી, તમે સર્વ વિશ્વાત્મિકા છતાં, તમારે વિષે પ્રકાશ કરવાપણાની શકિત છે, અને તમે વિશેષ કરીને ભકતજનોને યથાયોગ્ય સ્વર્ગ તથા મુકિત આપનારાંછો, તેથી તમે સ્તુત્ય છો; તો તમારી સ્તુતિ બાબત એ સિવાય કેઇ અધિક વાણી સમર્થ થાય? કોઇપણ નહીં. ॥ ૬ ॥

सर्वस्यबुद्धिरूपेणजनस्यहृदिसंस्थिते ॥
स्वर्गापवर्गदेदेविनारायणिनमोस्तुते ॥ ७ ॥

ટીકાઃ–તથાપિ જે રૂપ તમે હાલમાં અંગિકાર કર્યું છે, તે રૂપનીજ અમે સ્તુતી કરીએ છીએ. તે એવી કે, હે દેવી, તમે સર્વ જનોના હૃદયને વિષે નિશ્ચયાત્મક જ્ઞાનરૂપથી નિવાસિત હોવાનેલીધે, એ જનોને જ્ઞાનદ્વારાએ તમેજ સ્વર્ગ અથવા મોક્ષ આપો છો; માટે તમે સાક્ષાત નારાયણની મુલશક્તિ જે નારાયણી, તેમને અમારો નમસ્કાર હો. ॥ ૭ ॥

कलाकाष्ठादिरूपेणपरिणामप्रदायिनी ॥
विश्वस्योपरतौशक्तेनारायणिनमोस्तुते ॥ ८ ॥

ટીકાઃ–અને અષ્ટાદશ નિમેષાત્મક જે કાલ તે કાષ્ટા, તેને કાષ્ટાત્મક જે કાલ તે કલા તથા ક્ષણ, ઘટિકા, મહૂર્ત વગેરે કાલમાનરૂપથી, તમે સકલ પ્રાણીમાત્રને બાલ્ય તથા તારૂણ્યાદિ અવસ્થાઓ આપનારાં છો; તેમજ

વિશ્વનો નાશ કરવા બાબતપણ તમેજ સમર્થ છો. એ ઉપરથી આપને વિષે અખંડ કાલરૂપપણું છે. એવાં તમે નારાયણી શક્તિને અમારો નમસ્કાર હજો. ॥ ૮ ॥

सर्वमंगलमांगल्येशिवेसर्वार्थसाधिके ॥
शरण्येत्र्यंबकेगौरिनारायणिनमोस्तुते ॥ ९ ॥

ટીકાઃ–વળી તમે સર્વ મંગલ વસ્તુઓને મંગલરૂપ હોવા ઉપરથી સર્વનું કલ્યાણ કરનારાં છો. તે એવાં કે, જેઓને જે જે અર્થની અપેક્ષા હોય છે, તેઓને તે તે સર્વ અર્થ તમે સંપાદન કરી આપો છો; એવાં તમે શરણદાતાપણાને યોગ્ય છતાં, આપને ત્રણ નેત્ર છે તથા ગૌર વર્ણ છો, તે ઉપરથી આપને વિષે શિવશક્તિપણુંપણ છે. એવાં આપ નારાયણીને નમસ્કાર હજો. ॥ ૯ ॥

सृष्टिस्थितिविनाशानांशक्तिभूतेसनातनि ॥
गुणाश्रयेगुणमयेनारायणिनमोस्तुते ॥१०॥

ટીકાઃ--તેમજ ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરનારા જે બ્રહ્મદેવ, વિષ્ણુ તથા રૂદ્ર વગેરેનીપણ શક્તિઓ તમમાંજ છે; તે ઉપરથી તમે અનાદિ સિદ્ધ છતાં, મહત્તત્વ, અહંકાર વગેરે ગુણોનેપણ કદાપિ તમે આશ્રય છો; તથાપિ આપને વિષે એ ગુણોનો લેશમાત્રપણ વિકાર નથી. એવાં નિર્વીકાર નારાયણી શક્તિરૂપ જે આપ, તેમને અમારો નમસ્કાર હજો. ૧૦

शरणागतदीनार्तपरित्राणपरायणे ॥
सर्वस्यार्तिहरेदेविनारायणिनमोस्तुते ॥११॥

ટીકાઃ--તેમજ જન્મમરણાદિ દુઃખ ભોગવનારા પ્રાણીઓ, રોગ અથવા ચોરાદિકથી પીડિત થઇને, આપને શરણે આવે છે; તેઓનું સંરક્ષણ કરવા તમે તત્પર છો. એવાં સર્વની પીડા હરણ કરનારાં આપ નારાયણી દેવીને અમારો નમસ્કાર હજો. ॥ ૧૧ ॥

हंसयुक्तविमानस्थेब्रह्माणीरूपधारिणि ॥

कौशांभःक्षुरिकेदेविनारायणिनमोस्तुते ॥१२॥

ટીકાઃ-હે દેવી, તમે બ્રહ્માણીરૂપ ધારણ કરીને, હંસયુકત વિમાનમાં સ્થિત હોતાં થકાં, હસ્તમાં ગ્રહણ કરેલા જલપુર્ણ કમંડલમાનું ઉદક સેવન કરો છો. એવાં આપ નારાયણીને અમારો નમસ્કાર હજો. ॥ ૧૨ ॥

त्रिशूलचंद्राहिधरेमहावृषभवाहनि ॥
माहेश्वरीस्वरूपेणनारायणिनमोस्तुते ॥१३॥

ટીકાઃ-તમે માહેશ્વરરૂપે હસ્તમાં ત્રિશુલ, મસ્તકપર ચંદ્રમા તથા અંગપર સર્પનાં ભુષણો ધારણ કર્યા છતાં, મહા વૃષભપર આરોહણ કર્યું છે. એવાં તમે શિવરૂપિણી નારાયણીને નમસ્કાર હજો. ॥ ૧૩ ॥

मयूरकुकुटवृतेमहाशक्तिधरेऽनघे ॥
कौमारीरुपसंस्थानेनारायणिनमोस्तुते ॥१४॥

ટીકાઃ-તેમજ મયુર તથા કુકડાનાં પીંછાંઓથી આચ્છાદિત છતાં, હાથમાં મહાશકિત નામનું આયુધ ધારણ કર્યા છતાંપણ, તમે કોઇને અપરાધ સિવાય દંડ કરતાં નથી એવાં નિષ્પાપ છો, તેમ છતાં વળી કુમારિકા પ્રમાણે રૂપ તથા અવયવો ધારણ કરનારાં આપ નારાયણીને અમારો નમસ્કાર હજો. ॥ ૧૪ ॥

शंखचक्रगदाशार्ङ्गगृहीतपरमायुधे ॥
प्रसीदवैष्णवीरूपेनारायणिनमोस्तुते ॥१५॥

ટીકાઃ-તેમજ શંખ, ચક્ર, ગદા તથા સારંર્ગ ધનુષ્ય એવાં પરમ ઉત્કૃષ્ટ ચાર આયુધો, ચાર હસ્તમાં ગ્રહણ કર્યા ઉપરથી તમે વિષ્ણુરૂપ ધારણ કરનારાં છો, તો હે નારાયણી, તમે અમારાપર પ્રસન્ન થાઓ, અને તમને નમસ્કાર હજો. ॥ ૧૫ ॥

गृहीतोग्रमहाचक्रेदंष्ट्रोद्धृतवसुंधरे ॥
वराहरूपिणिशिवेनारायणिनमोस्तुते ॥१६॥

ટીકાઃ-તમે હાથમાં મહા ઉગ્ર ચક્ર ગ્રહણ કરવા છતાં, દાઢવડે પૃથ્વી ઉચકી, એવાં આપ કલ્યાણદાયક વરાહ રૂપીણી નારાયણીને નમસ્કાર હજો. ॥ ૧૬ ॥

नृसिंहरूपेणोग्रेणहंतुंदैत्यान्कृतोद्यमे ॥
त्रैलोक्यत्राणसहितेनारायणिनमोस्तुते ॥१७॥

ટીકાઃ-અને તમે મહા ઉગ્ર નરસિંહરૂપ ધારણ કરીને, દૈત્યનો સંહાર કરવા બાબત ઉદ્યોગ કર્યો, તેથી કરીને તમે ત્રૈલોકયનું સંરક્ષણ તથા ઉત્તમ પ્રકારે હિત કર્યું. એવાં આપ નારાયણીને નમસ્કાર હજો. ॥ ૧૭ ॥

किरीटिनिमहावज्रेसहस्त्रनयनोज्ज्वले ॥
वृत्रप्राणहरेचैंद्रिनारायणिनमोस्तुते ॥१८॥

ટીકાઃ-તમે મસ્તકે મુકુટ તથા હસ્તમાં વજ્ર ધારણ કર્યા છતાં, સહસ્ર નેત્રોથી પ્રકાશિત એવા ઇંદ્રરૂપે, તમે વૃત્રાસુરના પ્રાણ હરણ કર્યા, તો હે નારાયણી, તમને નમસ્કાર હજો. ॥ ૧૮ ॥

शिवदूतीस्वरूपेणहतदैत्यमहाबले ॥
घोररूपेमहारावेनारायणिनमोस्तुते ॥१९॥

ટીકાઃ-વળી તમે શિવદુતી રૂપે જે વખત દૈત્યોના મહા સૈન્યનો સં-હાર કરીને, મોટા હર્ષથી ગર્જના કરી, તે સમય તમારૂં અતિ ભયંકર રૂપ હતું. એવાં આપ નારાયણીને નમસ્કાર હજો. ॥ ૧૯ ॥

दंष्ट्राकरालवदनेशिरोमालाविभूषणे ॥
चामुंडेमुंडमथनेनारायणिनमोस्तुते ॥२०॥

ટીકાઃ--તમારૂં એ ભયંકર રૂપ એવું કે, અતિ તીક્ષ્ણ દાઢોયુકત મુખ છતાં, તમે અંગપર મનુષ્યમસ્તકોની માલાનાં ભુષણ ધારણ કર્યાં હતાં; એવાં ભયંકરરૂપે હે ચામુંડા, તમે ચંડમુંડ નામના દૈત્યનો સંહાર કર્યો, તો હે નારાયણી, તમને નમસ્કાર હજો. ॥ ૨૦ ॥

लक्ष्मिलज्जेमहाविद्येश्रद्धेपुष्टिस्वधेध्रुवे ॥

महारात्रिमहामायेनारायणिनमोस्तुते ॥२१॥

ટીકાઃ—હે લક્ષ્મીરૂપ, હે લજ્જારૂપ, હે ઉપનિશતરૂપ મહા વિદ્યા, હે શ્રૃતિ સ્મૃતિને વિષે આસ્તિક બુદ્ધિરૂપ, હે પિતૃઓના ઉદ્દેશથી આપેલા કવ્યાન્નવડે પુષ્ટિયુક્ત સ્વધારૂપ, હે વિશેષ કરીને સ્તુક નામના યજ્ઞપાત્ર તથા સર્વના જ્ઞાનને આવરણ કરનારાં મહારાત્રીરૂપ મોહાંધકાર તદ્રૂપ, હે મહા માયા નારાયણી, તમને નમસ્કાર હજો. ॥ ૨૧ ॥

मेधेसरस्वतिवरेभूतिबाभ्रवितामासि ॥
नियतेत्वंप्रसीदेशेनारायणिनमोस्तुते ॥२२॥

ટીકાઃ—હે ધારણાયુક્ત બુદ્ધિરૂપ, હે વાગ્દેવી, હે શ્રેષ્ટ, હે સત્વગુણપ્રધાન ઐશ્વર્ય, રજોગુણ તથા તમોગુણયુક્ત હોવાનેલીધે માહા રૂષ્ટ છો, તથાપિ હે નારાયણી, તમે અમારાપર કૃપા કરો. તમને અમે નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૨ ॥

सर्वस्वरूपेसर्वेशेसर्वशक्तिसमन्विते ॥
भयेभ्यस्त्राहिनोदेविदुर्गेदेविनमोस्तुते ॥२३॥

ટીકાઃ—હે દેવી, તમે સર્વ જગત સ્વરૂપીણી છતાં, સર્વની સ્વામિની તથા સર્વ શકિતયુક્ત છો, માટે સંસારને લગતા ત્રીવિધ તથા દૈત્યોના ભયથકી અમારૂં રક્ષણ કરો. હે દુર્ગા દેવી, તમને નમસ્કાર હજો. ॥૨૩॥

एतत्तेवदनंसौम्यंलोचनत्रयभूषितं ॥
पातुनःसर्वभीतिभ्यःकात्यायनिनमोस्तुते ॥२४॥

ટીકાઃ—હે કાત્યાયની દેવી, આપનાં ત્રીનેત્રવડે સુશોભિત જે અતિ સૌ-મ્ય મુખ, તે આ સકલ ભુતોને લગતા વિકાર તથા સકલ પ્રાણી માત્રો-થકી અમારૂં સંરક્ષણ કરો. અમે તમને નમસ્કાર કરીએ છીએ. ॥ ૨૪ ॥

ज्वालाकरालमत्युग्रमशेषासुरसूदनं ॥
त्रिशूलंपातुनोभीतेर्भद्रकालिनमोस्तुते ॥२५॥

ટીકાઃ—તેમજ અગ્નિની જ્વાલા સમાન મહા ભયંકર છતાં અતિ ઉગ્ર

હોવાને લીધે, સમસ્ત અસુરોનો સંહાર કરનારા ત્રિશુલવડે, અમારૂં સર્વ ભયથકી રક્ષણ કરો. હે ભદ્રકાલી, તમને અમારો નમસ્કાર હજો. ॥ ૨૫॥

हिनस्तिदैत्यतेजांसिस्वनेनापुर्ययाजगत् ॥
साघंटापातुनोदेविपापेभ्योनःसुतानिव ॥२६॥

ટીકાઃ-તેમજ હે દેવી, આપ આપના સંપુર્ણ જગતવ્યાપક નાદવડે દૈત્યોનું તેજ હરણ કરો છો; એવી આપની ઘંટા, અમને સર્વ પાપોથકી, જેમ માતા પોતાના પુત્રોનું રક્ષણ કરે છે, તેમ રક્ષણ કરો. ॥ ૨૬ ॥

असुरासृग्वसापंकचर्चितस्तेकरोज्ज्वलः ॥
शुभायखड्गोभवतुचंडिकेत्वांनतावयं ॥२७॥.

ટીકાઃ—અને જે અસુરોનાં રક્ત તથા માંસરૂપી કાદવથી લીપ્ત થયા છતાં, તમારા હસ્તને પ્રકાશિત કરે છે, અથવા આપનાં કિરણોથી પ્રકાશમાન દીસે છે; તેવું આપનું ખડગ અમારૂં રક્ષણ કરજો; કારણ કે, હે ચંડિકા, અમે તમારે ચરણે નમ્ર છીએ. ॥ ૨૭ ॥

रोगानशेषानपहंसितुष्टारुष्टातुकामान्सकलानभीष्टान् ॥
त्वामाश्रितानांनविपन्नराणांत्वामाश्रिताह्याश्रयतांप्रयान्ति २८

ટીકાઃ--તો હે દેવી, તમે સંતુષ્ટ થાઓ, એટલે સકલ રોગોનો નાશ કરો છો, તથા તમે ક્રોધયુક્ત થાઓ, તો સકલ પ્રીય વિષયોનો નાશ કરો છો, તો આપનો આશ્રય કરનારાં મનુષ્યોને કોઈપણ ઇષ્ટ વસ્તુના વિયોગરૂપી વિપત્તી પ્રાપ્ત થતી નથી; ત્યારે જેઓ તમારો આશ્રય કરે છે, તે બીજા જનોને આશ્રય આપનારા થાય છે. ॥ ૨૮ ॥

एतत्कृतंयत्कदनंत्वयाद्यधर्मद्विषांदेविमहासुराणां ॥
रूपैरनेकैर्बहुधात्ममुर्तिंकृत्वांबिकेतत्प्रकरोतिकान्या ॥२९॥

ટીકાઃ—હે અંબિકા દેવી, તમે પોતાની એક મુર્તી છતાં, બ્રહ્માણી તથા કાલી વગેરે અનેક રૂપથી, ધર્મદ્વેશ કરનારા મહા અસુરોનો તમે જેવો આ જ સંહાર કર્યો છે, તેવો તમારા સિવાય બીજી કેઇ સ્ત્રી દુષ્ટોનો સંહાર ક-

રનાર છે? કોઈનાથીપણ થનાર નથી. ॥ ૨૯ ॥

विद्यासुशास्त्रेषुविवेकदीपेष्वाद्येषुवाक्येषुचकात्वदन्या ॥
ममत्वगर्तेऽतिमहांधकारेविभ्रामयत्येतदतीवविश्वम् ॥३०॥

ટીકાઃ—જુઓ કે, આલોકમાં જ્ઞાનનું સાધન જે વિદ્યા, તે પ્રાપ્ત થવાને ઊપાયભુત એવાં શાસ્ત્રો તથા મન્વાદીકથી ઊક્ત જે વિવેકરૂપી દીપકરૂપ ઊપનિશદોપણ છતાં, તેમાં પ્રથમ કર્મકાન્ડપર વેદવાક્યો છે. એમ છતાંપણ જેને માટે મહા મોહાંધકારયુક્ત મમત્વગર્તારૂપ સંસારમાં આ વિશ્વ અત્યંત ભ્રમણ પામે છે; તો તમારા સિવાય આ વિશ્વને આવા સંસારમાં કોણ ભમાવેછે? કોઇપણ નહીં, તો તમેજ ભમાવો છો. ॥ ૩૦ ॥

रक्षांसियत्रोग्रविषाश्चनागायत्रारयोदस्युबलानियत्र ॥
दावानलोयत्रतथाब्धिमन्येतत्रस्थितात्वंपरिपासिविश्वं ३१

ટીકાઃ—તેમજ આ સંસારમાં રક્ષણપણ તમેજ કરો છો. તે એમકે, જેમાં અધ્યાત્મિક, અધિદૈવિક તથા અધિભૌતીક એવાં ત્રીવિધ દુઃખ દેનારા રાક્ષસરૂપી મહા ઊગ્ર વિષયયુક્ત સર્પતુલ્ય શત્રુ છતાં, જેમાં સંબંધિજન મોહપાશમાં ઘાલીને, દ્રવ્ય હરણ કરે છે. એજ ચોરોનું સૈન્ય છે; તથા જે અરણ્યતુલ્ય છતાં, જેમાં ત્રીવિધ તાપરૂપી દાવાગ્નિ છે; તો જેમ રાક્ષસ, સર્પ તથા વડવાગ્નિ વગેરેથી યુક્ત સાક્ષાત સમુદ્ર હોય છે, તેવોજ આ સંસારસમુદ્ર કહેવાય. તેમાં સકલવ્યાપક એવાં તમેજ સ્થિત છતાં, તેમાં પડેલા વિશ્વનું સર્વદા પાલન કરો છો. ॥ ૩૧ ॥

विश्वेश्वरीत्वंपरिपासिविश्वंविश्वात्मिकाधारयसीतिविश्वम् ॥
विश्वेशवंद्याभवतीभवंतिविश्वाश्रयायेत्वयिभक्तिनम्राः ॥३२॥

ટીકાઃ—કારણ કે, જ્યારે તમેજ વિશ્વની ઇશ્વરી છતાં, વિશ્વના અંતરને વિષે નિવાસ કરનારાં હોવાને લીધે, તમેજ પોતાની શક્તિવડે વિશ્વને ધારણ કરીને, સર્વ કાલ પરિપાલન કરો છો; માટે વિશ્વેશ જે બ્રહ્માદિ દેવ, તેમને મનથી તમે વંદન કરવાને યોગ્ય છો. એ રીતે આપને વિષે જેઓ ભક્તિથી નમ્ર હોય છે, તેઓ સકલ વિશ્વનેપણ આશ્રય આપનારા

થાય છે. ॥ ૩૨ ॥

देविप्रसीदपरिपालयनोरिभीतेर्नित्यंयथासुरवधादधुनैवस
द्यः ॥ पापानिसर्वजगतांप्रशमंनयाशुउत्पातपाकजनितांश्च
महोपसर्गान् ॥३३॥

ટીકાઃ—માટે હે દેવી, તમે પ્રસન્ન થાઓ, અને જેમ હાલમાં શુંભનિશું-ભાદિક અસુરોના વધથકી અમારૂં પાલન કર્યું છે, તેમ શત્રુના ભયથકી અમારૂં નિરંતર સંરક્ષણ કરો; વળી સકલ જગતનાં પાપપણ ત્વરાથી નહીં સમાન કરો, અને પૃથ્વીપર અનેક પ્રકારના ઉત્પાતદાયક જે મહા-મારી વગેરે ઉપદ્રવ ઉત્પન્ન થાયછે, તેઓનીપણ તમે શાન્તી કરો. ॥૩૩॥

प्रणतानांप्रसीदत्वंदेविविश्वार्तिहारिणि ॥
त्रैलोक्यवासिनामिड्येलोकानांवरदाभव ॥३४॥

ટીકાઃ—હે દેવી, તમે શકલ વિશ્વની પીડા પરિહાર કરનારાં છો. તેમાં જે તમારા વિષે અતિ નમ્ર થાય છે, તેઓનાપરપણ તમે અવશ્યક કૃપા કરો છે. કારણ કે, ત્રૈલોક્યવાસી બ્રહ્માદી દેવોનેપણ તમારૂં સ્તવન કરવું યોગ્ય છે, તો તમે સર્વ લોકને વરદાન આપનારાં હેરો. ॥ ૩૪ ॥

॥ देव्युवाच ॥ वरदाहंसुरगणावरंयंमनसेच्छथ ॥
तंवृणुध्वंप्रयच्छामिजगतामुपकारकं ॥३५॥

ટીકાઃ—એ રીતની દેવોએ સ્તુતિ કરતાંજ, દેવી પ્રસન્ન થઇને કહેવા લાગ્યાં કે, હે દેવગણો, હું વરદાન આપવાસારૂ તૈયાર થઈ છું, તો તમા-રા મનમાં જે કાંઈ ઇચ્છીત વરદાન હોય તે તમે માગો, એટલે એ પ્રમા-ણે હું સકલ જગતઉપર ઉપકાર થવા જેવું તમને વરદાન આપું. ॥૩૫ ॥

॥ देवाऊचुः ॥ सर्वाबाधाप्रशमनंत्रैलोक्यस्याखिलेश्वरि ॥
एवमेवत्वयाकार्यमस्मद्वैरिविनाशनं ॥३६॥

ટીકાઃ—દેવો કહે છે. હે સર્વેશ્વરી, તમે ત્રૈલોક્યના સકલ બાધને શાન્ત કરો, અને જેમ તમે શુંભાદીકનો નાશ કર્યો, તેમજ અમારા વૈરીઓનો-

પણ સર્વથા નાશ કરો. ॥ ૩૬ ॥

॥ देव्युवाच ॥ वैवस्वतेंतरेप्राप्तेअष्टाविंशतिमेयुगे ॥
शुंभोनिशुंभश्चैवान्यावुत्पत्स्येतेमहासुरौ ॥३७॥

ટીકાઃ--દેવી કહે છે. આગળ જતાં વૈવસ્વત નામનું મન્વંતર પ્રાપ્ત થશે, તેમાના ચતુર યુગના પર્યાયમાં જે અઠ્ઠાવીસમો યુગપર્યાય પ્રાપ્ત થશે, તેમાં દ્વાપરનો અંત તથા કલીનો આરંભ એવી સંધીમાં, શુંભનિશુંભ નામના આવા બીજા મહા અસુર ઉત્પન્ન થશે. ॥ ૩૭ ॥

नंदगोपगृहेजातायशोदागर्भसंभवा ॥
ततस्तौनाशयिष्यामिविंध्याचलनिवासिनी ॥३८॥

ટીકાઃ-તે સમય હું નંદ નામના ગોવાળને ઘેર યશોદાના ગર્ભથકી ઉ-ત્પન્ન થઇને, એ શુંભનિશુંભનો નાશ કરીને, વીંધ્યાચલપર વાસ કરી-શ. ॥ ૩૮ ॥

पुनरप्यतिरौद्रेनरूपेणपृथिवीतले ॥
अवतीर्यहनिष्यामिवैप्रचित्तांस्तुदानवान् ॥३९॥

ટીકાઃ-પછી ફરીથી હું દ્વાપર યુગને અંતે મહા ભયંકર રૂપે પૃથ્વીપર અવતાર લેઇને, વિપ્રચિત્તના વંશમાં ઉત્પન્ન થયેલા દાનવનો સંહાર ક-રીશ. ॥ ૩૯ ॥

भक्षयंत्याश्चतानुग्रान्वैप्रचित्तान्महासुरान्
रक्तादंताभविष्यंतिदाडिमीकुसुमोपमाः ॥४०॥

ટીકાઃ—તે એવો કે, એ મહા ઊગ્ર અવા વિપ્રચિત્ત નામના કુલમાં ઉ-ત્પન્ન થએલા અસુરોને હું ભક્ષણ કરીશ. તે વખત મારા દાંત દાડિમના પુષ્પ સમાન રાતા થશે. ॥ ૪૦ ॥

ततोमांदेवतास्स्वर्गेमर्त्यलोकेचमानवाः ॥
स्तुवंतोव्याहरिष्यंतिसततंरक्तदंतिकां ॥४१॥

ટીકાઃ--તેથી કરીને સ્વર્ગમાં દેવો તથા મૃત્યુલોકમાં મનુષ્યો મારૂં સ્તવન કરવા છતાં, મને નિરંતર રક્ત દંતિકા નામથી કહેવા લાગશે. તેમાં રક્તદંત એ માત્ર ઉપલક્ષણ જાણવું. ખરૂં જોઇએ તો કેશ, આયુધો તથા મારા સર્વ અવયવપણ રક્ત વર્ણ થશે. એ ઊપરથી રક્તચામુંડા એવા નામથી મારો આ લોકમાં વ્યવહાર પડશે. ॥ ૪૧ ॥

भूयश्चशतवार्षिक्यामनावृष्ट्यामनंभसि ॥
मुनिभिःसंस्तुताभूमौसंभविष्याम्ययोनिजा ॥४२॥

ટીકાઃ-પછી ફરીથી એમ થશે કે, જે વખત પૃથ્વીપર સો વર્ષસુધિ અનાવૃષ્ટિ થઇને, જલની અછત થશે, તે વખત મુનીઓએ મારૂં સ્મરણ કરતાંજ, જેમ હાલમાં પાર્વતીના દેહથકી મારો અવિર્ભાવ થયો છે, તેમ તે સમય આ પૃથ્વીપર મારો અયોનીસંભવ અવતાર થશે. ॥ ૪૨ ॥

ततःशतेननेत्राणांनिरीक्षिष्यामियन्मुनीन् ॥
कीर्तयिष्यंतिमनुजाःशताक्षीमितिमांततः ॥४३॥

ટીકાઃ-પછી હું જ્યારે એ મુનીઓને સો નેત્રવડે અવલોકન કરીશ, ત્યારે સર્વ મનુષ્યો મારૂં શતાક્ષી એવા નામથી કીર્તન કરવા લાગશે. ૪૩

ततोहमखिलंलोकमात्मदेहसमुद्भवैः ॥
भरिष्यामिसुराःशाकैरावृष्टेःप्राणधारकैः ॥४४॥

ટીકાઃ-હે દેવો, તે સમય પર્જન્ય વૃષ્ટિ થશે ત્યાંસુધિ સર્વ લોકોના પ્રાણ રહેવા જોગ શાકો, હું મારા દેહથકી ઉત્પન્ન કરીને, એ વડે સર્વ લોકોનું પોષણ કરીશ. ॥ ૪૪ ॥

शाकंभरीतिविख्यातिंतदायास्याम्यहंभुवि ॥
तत्रैवचवधिष्यामिदुर्गमाख्यंमहासुरं ॥४५॥

ટીકાઃ-એ રીતે વૈવસ્વત મન્વંતરમાના ચાલીસમાં યુગમાં હું શતાક્ષી છતાં; સ્વશરીરોત્પન્ન શાકોવડે સર્વનું ભરણપોષણ કર્યાનેલીધે, આ પૃથ્વીપર મારી શાકંભરી એવા નામથી પ્રખ્યાતી થશે. પછી એ શાકંભ-

री અવતારમાં હું દુર્ગમ નામના મહા અસુરનો વધ કરીશ. ॥ ૪૫ ॥

दुर्गादेवीतिविख्यातंतन्मेनामभविष्यति ॥
पुनश्चाहंयदाभीमंरूपंकृत्वाहिमाचले ॥४६॥

ટીકાઃ–તેને લીધે દુર્ગા દેવી એવું નામ મારૂંજ પ્રખ્યાત થશે. પછી હું જે સમય ફરીથી હિમાચલપર ભીમ [ભયંકર] રૂપ ધારણ કરીને, ॥ ૪૬ ॥

रक्षांसिभक्षयिष्यामिमुनीनांत्राणकारणात् ॥
तदामांमुनयःसर्वेस्तोष्यंत्यानम्रमूर्तयः ॥४७॥

ટીકાઃ–તે ઠેકાણે નિવાસ કરનારા મુનિઓના સંરક્ષણને અર્થે, તેઓને પીડા કરનારા રાક્ષસોનો હું ભક્ષ કરીશ. તે સમય એ સર્વે મુનીઓ નમ્ર દેહ થઇને, મારી સ્તુતી કરવા લાગશે. ॥ ૪૭ ॥

भीमादेवीतिविख्यातंतन्मेनामभविष्यति ॥
यदारूणाख्यस्त्रैलोक्येमहाबाधांकरिष्यति ॥४८॥

ટીકાઃ–એ વૈવસ્વત યુગના પચાસમા યુગમાં હું ભીમા નામે અવતાર લેઇશ ત્યારથી, મારૂં નામ ભીમા દેવી એવું પ્રખ્યાત થશે; તેમજ તે સમય અરૂણ નામનો દૈત્ય ઉત્પન્ન થઇને, ત્રૈલોકયમાં સર્વે લોકને અતિ બાધ કરવા લાગશે. ॥ ૪૮ ॥

तदाहंभ्रामरंरूपंकृत्वासंख्येयषट्पदं ॥
त्रैलोक्यस्यहितार्थायवधिष्यामिमहासुरं ॥४९॥

ટીકાઃ–તે સમય જે રૂપમાં અસંખ્ય ભમરા છતાં, હાથમાંપણ એક ભમરો ગ્રહણ કર્યો છે, એવું ભ્રમરરૂપ હું ધારણ કરીને, ત્રૈલોકયના હિતને અર્થે, એ મહા અસુરોનો વધ કરીશ. ॥ ૪૯ ॥

भ्रामरीतिचमांलोकास्तदास्तोष्यंतिसर्वतः ॥
इत्थंयदायदाबाधादानवोत्थाभविष्यति ॥५०॥

ટીકાઃ–એ રીતના વૈવસ્વત મન્વંતરના સાઠમા યુગપર્યાયમાં મારો ભ્રા-

મરી અવતાર થશે. તે સમય સર્વ લોક મારી ભ્રામરી એવા નામથી સ્તુ-
તિ કરવા લાગશે. એ રીતે જે જે સમય આ ત્રૈલોક્યમાં દાનવોથકી લો-
કોને બાધ થવા લાગશે, ॥ ૫૦ ॥

तदातदावतीर्याहंकरिष्याम्यरिसंक्षयं ॥५१॥

ટીકાઃ--તે તે સમય હું તેવો તેવો અવતાર ધારણ કરીને, શત્રુઓનો
ક્ષય કરતી જઈશ. ॥ ૫૧ ॥

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहात्म्ये
नारायणिस्तुतिर्नामएकादशोऽध्यायः ॥११॥

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી મહાત્મ્યે દેવૈઃકૃતા
નારાયણી સ્તુતિર્નામ એકાદશોઅધ્યાયઃ ॥ ૧૧ ॥

——०O०——

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ देव्युवाच ॥ एभिस्तवैश्चमांनित्यंस्तोष्यतेयःसमाहितः ॥
तस्याहंसकलांबाधांनाशयिष्याम्यसंशयं ॥ १ ॥

ટીકાઃ–દેવી કહે છે. હે દેવો, તમે જે આ મારૂં સ્તવન કર્યું, તે વડે જે
મનુષ્ય અનન્ય બુદ્ધિથી મારી પ્રતિ દિવસે સ્તુતિ કરશે, તેના સકલ બા-
ધ હું નહીં જેવા કરીશ. એમાં સંસય નથી. ॥ ૧ ॥

मधुकैटभनाशंचमहिषासुरघातनं ॥
कीर्तयिष्यंतियेतद्वद्वधंशुंभनिशुंभयोः ॥ २ ॥

ટીકાઃ-તેમજ મધુકૈટભનો નાશ, મહિષાસુરનું મથન તથા શુંભનિશું-
ભનો વધ એઓનું જે કોઈ વર્ણન કરશે, તેઓની સર્વ પીડાઓ હું પરિ-
હાર કરીશ. ॥ ૨ ॥

अष्टम्याचचतुर्दश्यांनवम्यांचैकचेतसः ॥
श्रोष्यंतिचैवयेभक्त्याममामाहात्म्यमुत्तमं ॥ ३ ॥

ટીકાઃ—એ રીતનું મારૂં ચરિત્ર નિત્ય પઠન કરવું; પરંતુ તેમાંપણ મુખ્ય કાલ કહે છે. તે એમ કે, અષ્ટમી, ચતુર્દશી તથા નવમી એ તીથીઓએ, જેઓ એકાગ્રહ ચિત્તથી મારૂં આ ઉત્તમ માહાત્મય ભક્તિથી શ્રવણ કિંવા પઠન કરશે, ॥ ૩ ॥

नतेषांदुष्कृतंकिंचिद्दुष्कृतोत्थानचापदः ॥
भविष्यतिनदारिद्र्यंनचैवेष्टवियोजनं ॥ ४ ॥

ટીકાઃ—તેઓને કિંચિત પાપ સ્પર્શ કરનાર નથી, તથા દુષ્કર્મથી ઉત્પન્ન થએલી વિપત્તિપણ થનાર નથી; તેમજ દારિદ્ર તથા પ્રીય વસ્તુનો વિયોગ એપણ તેઓને થનાર નથી. ॥ ૪ ॥

शत्रुतोनभयंतस्यदस्युतोवानराजतः ॥
नशस्त्रानलतोयौघात्कदाचित्संभविष्यति ॥ ५ ॥

ટીકાઃ—અને તેઓને શત્રુથકી, રોગથકી, રાજથકી તથા શસ્ત્ર, અગ્નિ તથા જલ એઓના સમુદાયથકી કદીએ ભય પ્રાપ્ત થનાર નથી. ॥ ૫ ॥

तस्मान्ममैतन्माहात्म्यंपठितव्यंसमाहितैः ॥
श्रोतव्यंचसदाभक्त्यापरंस्वस्त्ययनंमहत् ॥ ६ ॥

ટીકાઃ—માટે મારૂં આ માહાત્મ્ય પરમ કલ્યાણકારક હોવાનેલીધે, તેનું, મનની એકાગ્રતા કરીને, ભક્તિથી સર્વદા પઠન તથા શ્રવણ કર્યેજવું. ॥ ૬ ॥

उपसर्गानशेषांस्तुमहामारीसमुद्भवान् ॥
तथात्रिविधमुत्पातंमाहात्म्यंशमयेन्मम ॥ ७ ॥

ટીકાઃ—એટલે મહામારીથકી ઉત્પન્ન થયેલા સમસ્ત ઉપદ્રવ તેમજ વ્યાધિ, પ્રીતિ તથા દ્વેષ વગેરેરૂપી અધ્યાત્મિક, ભુત પ્રેતાદિકથી થયેલા ભય પ્રક્ષાદિરૂપ અધિભૌતિક અને વજ્રપાત, વિદ્યુલતાપાત (વીજળીનું પડવું), દારિદ્ર વગેરેરૂપી અધિદૈવિક એવા ત્રણ પ્રકારના ઉત્પાત, તેમજ દેવોથકી, અંતરિક્ષથકી તથા ભુમિથકી ઉત્પન્ન થનારા એવા ત્રણ પ્રકારના ઉપદ્રવ વગેરે સર્વે અનિષ્ટો, મારા માહાત્મ્યથી શાન્ત થશે. ॥ ૭ ॥

यत्रैतत्पठ्यतेसम्यङ्नित्यमायतनेमम ॥
सदानतद्विमोक्ष्यामिसान्निध्यंतत्रमेस्थितं ॥ ८ ॥

ટીકાઃ—એ રીતના મારા આ માહાત્મ્યનું મારામંદિરમાં બેસીને સર્વદા અર્થવિચારપુર્વક અસ્ખલિત વાણીથી જે પઠન કરે, તેની હું કદીપણ ઉપેક્ષા [દ્વેષ] કરનાર નથી, તેમ છતાં, હું તેઅની સમીપજ નિરંતર વાસ કરતી જઇશ. ॥ ૮ ॥

बलिप्रदानेपुजायामग्निकार्येमहोत्सवे ॥
सर्वममैतच्चरितमुच्चार्यंश्राव्यमेवच ॥ ९ ॥

ટીકાઃ—માટે દેવોના ઉદ્દેશથી જેઓ અન્નાદિકનું કિંવા પશ્વાદિકનુ બલિદાન કરે છે તે સમય, દેવોની પુજાની વખતે, દેવીના ઉદ્દેશથી જે હોમ કરેછે તે વખત, તેમજ પુત્ર જન્મોત્સવ વખતે તથા વિવાહાદિ મંગલકાર્યના આરંભે. એ રીતે સર્વત્ર મારૂં આ ચરિત્ર બ્રાહ્મણની પાસે પઠન કરાવવું, તથા પોતેપણ પઠણ શ્રવણ કરવું. ॥ ૯ ॥

जानताजानतावापिबलिपूजांतथाकृतां ॥
प्रतीक्षिष्याम्यहंप्रीत्यावह्निहोमंतथाकृतं ॥१०॥

ટીકાઃ—તેનું ફલ કહે છે કે, બલિપ્રદાન, પુજા તથા અગ્નિમધ્યે હોમ એ કર્મો, વિધિ જાણનારા પુરૂષો યથાવિધિ કરે તો, કિંવા વિધી માલમ ન હોવાથી અવિધીથી કરે તો, અથવા મારૂં આ માહાત્મ્યપણ અર્થવિચાર જાણીને અથવા ન જાણીને, પઠનશ્રવણ કરે, મતલબ કે, ગમે એમ કરીને, આ સર્વ કર્મ, એટલે હું તેની ક્ષમા કરીને, બલિપ્રદાનાદિ સર્વ કર્મનો પ્રીતિથી અંગિકાર કરીશ. ॥ ૧૦ ॥

शरत्कालेमहापूजाक्रियतेयाचवार्षिकी ॥
तस्यांममैतन्माहात्म्यंश्रुत्वाभक्तिसमन्वितः ॥११॥

ટીકાઃ—શરદઋતુમાં આસોસુદ પડવેથકી શારદી નવરાત્રમાં જે મારી પ્રતિવાર્ષીકી મહાપુજા કરે છે, તેમાં મારૂં આ માહાત્મ્ય જે ભક્તિયુક્ત થ

ધને સાંભળે, ॥ ૧૧ ॥

सर्वाबाधाविनिर्मुक्तोधनधान्यसुतान्वितः ॥
मनुष्योमत्प्रसादेनभविष्यतिनसंशयः ॥१२॥

ટીકાઃ–તે મનુષ્ય મારી કૃપાથી સકલ બાધાથકી અતિ મુક્ત થઇને, ધન, ધાન્ય, તથા પુત્રયુક્ત થશે. એમાં સંશય નહીં. ॥ ૧૨ ॥

श्रुत्वाममैतन्माहात्म्यंतथाचोत्पत्तयःशुभाः ॥
पराक्रमंचयुद्धेषुजायतेनिर्भयःपुमान् ॥१३॥

ટીકાઃ–એ રીતનું મારૂં આ માહાત્મ્ય તથા તેમાના મારા શુભદાયક અવતારનું, જેઓ ભક્તિથી શ્રવણ કરે, તેઓ યુદ્ધ બાબતનું પરાક્રમ પ્રાપ્ત થયા છતાં; નિર્ભય થશે. ॥ ૧૩ ॥

रिपवःसंक्षयंयांतिकल्याणंचोपपद्यते ॥
नंदतेचकुलंपुंसांमाहात्म्यंममशृण्वतां ॥१४॥

ટીકાઃ–અને તેના સર્વ શત્રુ નાશ પામશે, તથા તેનું કલ્યાણ થશે; કારણ કે, મારૂં મહાત્મ્ય શ્રવણ કરનારા પુરૂષનું આખું કુલ આ લોક તથા પરલોકમાં આનંદ પામે છે. ॥ ૧૪ ॥

शांतिकर्माणिसर्वत्रतथादुस्स्वप्नदर्शने ॥
ग्रहपीडासुचोग्रासुमाहात्म्यंशृणुयान्मम ॥१५॥

ટીકાઃ–માટે અનેક પ્રકારના ઉપદ્રવનું નિવારણ થવા બાબત જે શાન્તિરૂપી કર્મો કરે છે, તેઓના આરંભમાં, દુઃસ્વપ્નનું દર્શન થાય એટલે પ્રાતઃકાલે તથા અનેક પ્રકારની મહાઉગ્ર ગ્રહપિડા થવા લાગે તો, તેનીપણ નિવૃત્તિ થવા બાબત મારૂં માહાત્મ્ય શ્રવણ કરવું. ॥ ૧૫ ॥

उपसर्गाःसमंयांतिग्रहपीडाश्चदारुणाः ॥
दुःस्वप्नंचनृभिर्दृष्टंसुस्वप्नमुपजायते ॥१६॥

ટીકાઃ–એટલે સર્વ ઉપદ્રવ તથા મહા ભયંકર ગ્રહપીડા શાન્ત થશે;

તેમજ મનુષ્યોએ જે દુઃસ્વપ્ન જોયેલું હોય, તો તેપણ સુસ્વપ્નનુ શુભદાયક ફલ આપનારૂં થશે. ॥ ૧૬ ॥

बालग्रहाभिभूतानांबालानांशांतिकारकं ॥
संघातभेदेचनृणांमैत्रीकरणमुत्तमं ॥१७॥

ટીકાઃ--અને મારૂં આ માહાત્મ્ય એવું છે કે, પુતનાદી બાલ ગ્રહોથકી પીડિત થયેલા બાલકોને શાન્તિકારક છતાં, ઘણા મનુષ્યોનો સમુદાય પ્રથમ પરસ્પર પ્રીતીથી એકઠા છતાં, તેમાં કોઇ કારણથી વિક્ષેપ પડે છે, ત્યારે આ માહાત્મ્ય, ફરીથી તેઓની પ્રથમના કરતાં વિશેષ મિત્રતા કરનારૂં છે. ॥ ૧૭ ॥

दुर्वृत्तानामशेषाणांबलहानिकरंपरं ॥
रक्षोभूतपिशाचानांपठनादेवनाशनं ॥१८॥

ટીકાઃ–તેમજ બીજાઓનો ઘાત કરનારા દુર્જન, વાઘ, સર્પ વગેરે દુષ્ટ પ્રાણીઓનો નાશ કરનારૂં હોવાને લીધે આ ચરિત્રનું માત્ર પઠન કરવાથીજ રાક્ષસ, ભુત, પિશાચ વગેરેનો નાશ થશે. ॥ ૧૮ ॥

सर्वंममैतन्माहात्म्यंममसन्निधिकारकम् ॥
पशुपुष्पार्घधूपश्चगंधदीपैस्तथोत्तमैः ॥१९॥

ટીકાઃ—એવું આ સર્વ માહાત્મ્ય, મારૂં નિરંતર સન્નિધાન કરનારૂં છે; માટે પશુબલિ, જલ, દુગ્ધ, દર્ભાગ્ર, દહીં, અક્ષત, તિલ, યવ તથા હિરણ્યગર્ભ એવા આઠ પદાર્થયુકતનો અર્ધ્ય તથા ઉત્તમ સુગંધીત ગંધ, પુષ્પ, ધુપ, દીપ વિગેરે ॥ ૧૯ ॥

विप्राणांभोजनैर्होमैःप्रोक्षणीयैरहर्निशं ॥
अन्यैश्चविविधैर्भोगैःप्रदानैर्वत्सरेणया ॥२०॥

ટીકાઃ–અને બ્રહ્મભોજન, હોમ, પ્રતિ દિવસે પંચામૃતનો અભિષેક તથા અનેક પ્રકારનાં પુષ્પોની માલાઓ વગેરે ભોગો મને તથા મારા ઉદ્દેશાથી બ્રહ્મણોને વસ્ત્રાલંકારાદિ દાનો આપવા છતાં, એક વર્ષપર્યંત મારી પુજા કરીને, ॥ ૨૦ ॥

प्रीतिर्मेक्रियतेसास्मिन्सकृत्सुचरितेश्रुते ॥
श्रुतंहरतिपापानितथारोग्यंप्रयच्छति ॥२१॥

ટીકાઃ—જેઓ મારી પ્રીતિ ઉત્પન્ન કરે છે, તે પ્રીતિ મારૂં આ સુચરિત્ર એકવાર શ્રવણુ કરવાથી મને પોંહોંચે છે. કારણુ કે, આ ચરિત્ર, માત્ર સાંભળવાથીજ સકલ પાપોનું હરણુ કરેછે, તથા શરીરને વિષે આરોગ્યતા આપે છે; ॥ ૨૧ ॥

रक्षांकरोतिभूतेभ्योजन्मनांकीर्तनंमम ॥
युद्धेषुचरितंयन्मेदुष्टदैत्यनिबर्हणं ॥२२॥

ટીકાઃ—તેમજ મારા અવતારનું કીર્તન કરે, તો સર્વ પ્રાણીમાત્રનું રક્ષણુ થાય; તથા જેમાં દુષ્ટ દૈત્યોનો સંહાર કર્યો છે એવું મારૂં ચરિત્ર, જે કોઇ સાંભળશે, તેને યુદ્ધમાં નિશ્ચય જય પ્રાપ્ત થશે. ॥ ૨૨ ॥

तस्मिञ्छ्रुतेवैरिकृतंभयंपुंसांनजायते ॥
युष्माभिःस्तुतयोयाश्चयाश्चब्रह्मर्षिभिःकृताः ॥२३॥

ટીકાઃ—હે દેવો, તમે તથા સુમેધ બ્રહ્મર્ષીઓએ જે જે સ્તુતિ કરી છે, તે જે મનુષ્યો વર્ણુન કરશે, તેઓને વૈરી સંબંધીનો ભય લેશ માત્રપણુ પ્રાપ્ત થનાર નથી. ॥ ૨૩ ॥

ब्रह्मणाचकृतास्तास्तुप्रयच्छंतिशुभांमति ॥
अरण्येप्रांतरेवापिदावाग्निपरिवारितः ॥२४॥

ટીકાઃ—તેમજ બ્રહ્મદેવે જે સ્તુતિ કરી છે, તેનો પાઠ કરે, તો મોક્ષના સાધનરૂપી શુભ કર્મો કરવા બાબતની બુદ્ધિ પ્રવૃત્ત થાય છે, અને કદાચિત અરણ્યમાં છતાં, તે ઠેકાણે વનાગ્નિમાં ઘેરાઈ પડે તો; અથવા દુર્માર્ગમાં સંગાથ વગરનો હોવા છતાં, ચોર લોકો ઘેરે તો; ॥ ૨૪ ॥

दस्युभिर्वावृतःशून्येगृहीतोवापिशत्रुभिः ॥
सिंहव्याघ्रानुयातोवावनेवावनहस्तिभिः ॥२५॥

ટીકાઃ—કિંવા શત્રુઓએ પકડયો હોય તો; કિંવા મહા વનમાં સિંહ,

વાઘ તથા હાથી વગેરે પુંઠે લાગે તો; ॥ ૨૫ ॥

राज्ञाक्रुद्धेनचाज्ञप्तोवध्योबंधगतोपिवा ॥
आघूर्णितोवावातेनस्थितःपोतेमहार्णवे ॥२६॥

ટીકાઃ–અથવા રાજાએ ક્રોધાયમાન થઇને, એને બાંધો, એનો વધ કરો એવી આજ્ઞા કરતાંજ, રાજદૂતો તે પ્રમાણે કરવા લાગે તો; કિંવા મહા સમુદ્ર મધ્યે નૌકામાં બેસવા છતાં, તે નૌકા વાયુથી કંપિત થઇને, ડૂબવા લાગે તો; ॥ ૨૬ ॥

पतत्सुचापिशस्त्रेषुसंग्रामेभृशदारुणे ॥
सर्वाबाधासुघोरासुवेदनाभ्यर्दितोपिवा ॥२७॥

ટીકા–અથવા મહા ભયંકર સંગ્રામમાં અંગપર શસ્ત્રો વાગવા લાગે તો; અથવા સર્વ પ્રકારના ઘોર બાધ પ્રાપ્ત થવાથી, તેની વેદનાથી અતિ પીડિ થવાયું હોય તો તે માણસે, ॥ ૨૭ ॥

स्मरन्ममैतच्चरितंनरोमुच्येतसंकटात् ॥
ममप्रभावात्सिंहाद्यादस्यवोवैरिणस्तथा ॥२८॥

ટીકાઃ--મારા આ ચરિત્રનું સ્મરણ કરવું, એટલે તે સર્વ સંકટોથી મુક્ત થશે. એ રીતે મારૂં ચરિત્ર સ્મરણ કરનારને જોતાંજ, મારા પ્રભાવથી સિંહાદિ ક્રૂર પ્રાણીઓ, ચોર તથા શત્રુ વગેરે. ॥ ૨૮ ॥

दूरादेवपलायंतेस्मरतश्चरितंमम ॥
॥ ऋषिरुवाच ॥ इत्युक्त्वासाभगवतिचंडिकाचंडविक्रमा २९

ટીકાઃ–દુરથીજ નાસવા માંડશે. ઋષિ કહે છે. એમ કહીને, એ પ્રચંડ પરાક્રમસંપન્ન ભગવતિ ચંડિકા દેવી, ॥ ૨૯ ॥

पश्यतामेवदेवानांतत्रैवांतरधीयत ॥
तेपिदेवानिरातंकाःस्वाधिकारान्यथापुरा ॥३०॥

ટીકાઃ--એ દેવોની સમક્ષ ત્યાંજ અંતર્ધાન પામ્યાં. પછી એ દેવોપણ નિર્ભય થઇને, પ્રથમ પ્રમાણે પોતપોતાના અધિકારપર ગયા. ॥ ૩૦ ॥

यज्ञभागभुजःसर्वेचक्रुर्विनिहतारयः ॥
दैत्याश्चदेव्यानिहतेशुंभेदेवरिपौयुधि ॥३१॥

ટીકાઃ--અને તેમના સકલ શત્રુઓ મરણ પામ્યાને લીધે, એ સર્વ દેવો પ્રથમ પ્રમાણે યજ્ઞભાગ ગ્રહણ કરવા લાગ્યા. એ પ્રમાણે દેવોનો શત્રુ શુંભ, ॥ ૩૧ ॥

जगद्विध्वंसकेतस्मिन्महोग्रेतुलविक्रमे ॥
निशुंभेचमहावीर्येशेपाःपातालमाययुः ॥३२॥

ટીકાઃ–તથા સકલ જગતનો વિધ્વંશ કરનારો અતુલ્ય પરાક્રમી છતાં, મહા શક્તિમાન એવો મહા ઉગ્ર નિશુંભ, એ બેઉને દેવીએ યુદ્ધમાં માર્યા, એટલે જે દૈત્યો બાકી રહ્યા હતા, તે સર્વે પાતાલલોકમાં ગયા. ૩૨

एवंभगवतीदेवीसानित्यापिपुनःपुनः ॥
संभूयकुरुतेभूपजगतःपरिपालनं ॥३३॥

ટીકાઃ–હે રાજા, એ રીતનાં ભગવતી દેવી, આ પૃથ્વીને વિષે સર્વકાલ ગુપ્તરૂપે સ્થિત છેજ; પરંતુ જેજે કાલે જગતને દૈત્યોનો ઉપદ્રવ થવા લાગેછે, તે કાલે વારંવાર પ્રગટ થઇને, તેઓ જગતનું પરિપાલન કરેછે. ૩૩

तयैतन्मोह्यतेविश्वंसैवविश्वंपसूयते ॥
सायाचिताचविज्ञानंतुष्टाऋद्धिंप्रयच्छति ॥३४॥

ટીકાઃ–તેજ દેવી, આ વિશ્વને ઉત્પન્ન કરીને મોહિતપણુ કરે છે, તથા નિશકામ બુદ્ધિથી ભક્તિપૂર્વક તેમની પૂજા કરીને પ્રાર્થના કરે, એટલે તેઓ સંતુષ્ટ થઇને, પોતાનું તત્વજ્ઞાન આપે છે, અને સકામ બુદ્ધિથી આરાધન કરે, તો ઐશ્વર્યની સમૃદ્ધિ આપે છે. ॥ ૩૪ ॥

व्याप्तंतयैतत्सकलंब्रह्मांडमनुजेश्वर ॥
महाकाल्यामहाकालेमहामारीस्वरूपया ॥३५॥

ટીકાઃ–હે મનુજેશ્વર, એવાં જે બ્રહ્માદિકોનેપણ પોતપોતાના અધિકારપર યોજના કરે છે, માટે જેમને મહાકાલી એમ કહેછે, તેમણેજ આ સં-

પૂર્ણ બ્રહ્માંડ વ્યાપ્ત કર્યું છે; તેમજ પ્રલય કાલેપણ સર્વનો સંહાર કરવા બાબત મહામારીરૂપે બ્રહ્માંડને વ્યાપ્ત કરનારાં તેઓજ થાય છે. ॥ ૩૫ ॥

सैवकालेमहामारीसैवसृष्टीर्भवत्यजा ॥
स्थितिंकरोतिभूतानांसैवकालेसनातनी ॥३६॥

ટીકાઃ—એજ રીતે પ્રલયકાલે મહામારીરૂપે તેઓજ હોય છે, તથા પોતે જન્મરહિત છતાં, સૃષ્ટિકાલે સૃષ્ટિની ઉત્પત્તિ કરનારાં તેઓજ હોયછે, અને સ્થિતી કાલે પોતે નાશ રહિત છતાં, સકલ પ્રાણી માત્રનું પાલનપણ તેઓજ કરે છે. ॥ ૩૬ ॥

भवकालेनृणांसैवलक्ष्मीर्वृद्धिप्रदागृहे ॥
सैवाभावेतथालक्ष्मीर्विनाशायोपजायते ॥३७

ટીકાઃ-વળી મનુષ્યોને સંપત્તિ મળવાનો સમય પ્રાપ્ત થાય, એટલે તે સમય તે મનુષ્યોના ઘરોમાં લક્ષ્મીરૂપે સંપત્તિની વૃદ્ધિ કરનારાં તેઓજ હોયછે; તેમજ વિપત્તિનો કાલ આવે, એટલે સંપત્તિનો નાશ કરવા બાબત તેઓ પોતેજ અલક્ષ્મીરૂપ ધારણ કરે છે. ॥ ૩૭ ॥

स्तुतासंपूजितापुष्पैर्धूपगंधादिभिस्तथा ॥
ददातिवित्तंपुत्रांश्चमतिंधर्मेगतिंशुभां ॥३८॥

ટીકાઃ-એવાં જે જગન્માતા લક્ષ્મી દેવી તેઓની, ગંધ, પુષ્પ ધુપાદીકથી પુજા તથા સ્તુતિ કરે, એટલે તેઓ પ્રસન્ન થઇને, ધન, પુત્ર તથા ધર્માચરણ બાબત ઉભયબુદ્ધિ આપીને, છેવટે ગતિપણ ઉત્તમ આપે છે. ॥ ૩૮ ॥

॥ इतिमार्कण्डेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीमाहात्म्ये भगवतीवाक्यंनामद्वादशोऽध्यायः ॥१२॥

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી મહાત્મ્યે દેવ્યાશ્ચરિતં નામ સાર્થ દ્વાદશોઅધ્યાયઃ ॥ ૧૨ ॥

———०*O*०———

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिरुवाच ॥ एतत्तेकथितंभूपदेवीमाहात्म्यमुत्तमं ॥
एवंप्रभावासादेवीययेदंधार्यतेजगत् ॥ १ ॥

ટીકાઃ-ઋષિ કહે છે. હે સુરથ રાજા, એ રીતે પ્રથમ કહ્યા પ્રમાણેનું ઉત્તમપ્રકારનું દેવીનું માહાત્મ્ય મેં તને કહ્યું. એ રીતનો દેવીનો પ્રભાવ જાણવો, કે, જેમણે આ સંપુર્ણ જગત ધારણ કર્યુંછે. એ ઉપરથી જગતની ઉત્પત્તિ તથા નાશપણ કરનારાં તેઓજ કહેવાય. ॥ ૧ ॥

विद्यातथैवक्रियतेभगवद्विष्णुमायया ॥
तयात्वमेषवैश्यश्चतथैवान्येविवेकिनः ॥ २ ॥

ટીકાઃ-એવી જે વિષ્ણુ ભગવાનની માયા, તેમણેજ જે આ તત્વજ્ઞાન-રૂપી વિદ્યા નિર્માણ કરી છે, તે વિદ્યાવડેજ તું સુરથ, આ સમાધિ નામનો વૈશ્ય અને બીજા લૌકિક શાસ્ત્ર જાણનારા વિવેકી પુરૂષો, ॥ ૨ ॥

मोह्यंतेमोहिताश्चैवमोहमेष्यंतिचापरे ॥
तामुपैहिमहाराजशरणंपरमेश्वरीं ॥ ३ ॥

ટીકાઃ-અને જેઓને વિપરીત જ્ઞાન હોવાથી પ્રથમ જેઓ મોહિત થયા છે, હાલમાં જેઓ મોહ પામે છે તથા ભવિષ્યકાલમાંપણ જે બીજાઓ મોહિત થશે, એ સર્વે સહિત હે મહારાજા, તું એ પરમેશ્વરીને શરણે જ-ઇને, તેમનું, આ તત્વજ્ઞાન વિદ્યાવડે તું, આરાધન કર. ॥ ૩ ॥

आराधितासैवनृणांभोगस्वर्गापवर्गदा ॥
॥मार्कंडेयउवाच॥इतितस्यवचःश्रुत्वासुरथःसनराधिपः ॥४॥

ટીકાઃ-કારણ કે, જેમનું આરાધન કરીએ, એટલે તેઓજ મનુષ્યોને આ લોકનાં સુખભોગ, સ્વર્ગ તથા મોક્ષનાં આપનારાં છે. માર્કંડેય કહેછે એ રીતનાં ઋષિનાં વાક્યો સાંભળતાંજ, એ નરાધિપતિ સુરથ રાજા, ૪

प्रणिपत्यमहाभागंतमृषिंसंशितव्रतम् ॥

निर्विण्णोतिममत्वेनराज्यापहरणेनच ॥ ५ ॥

ટીકાઃ--એ તીવ્ર વ્રતસંપન્ન મહા ભાગ્યશાલી ઋષિને નમસ્કાર કરીને, જેપર તેની અત્યંત મમતા હતી તે રાજ્ય શત્રુએ હરણ કરી લીધાથી, તે દુઃખથી વ્યાકુલ હોતોથકો, એમને એમજ. ॥ ૫ ॥

जगामसद्यस्तपसेसचवैश्योमहामुने ॥
संदर्शनार्थमंबायानदीपुलिनसंस्थितः ॥ ६ ॥

ટીકાઃ–એ ઋષિની આજ્ઞાઉપરથી તત્કાલ તપશ્ચર્યા કરવાસારૂ ગયો; તેમજ હે મહામુની, એ વૈશ્યપણ, જગદંબાના દર્શનને અર્થે, નદીની તીરે જઇને બેઠો. ॥ ૬ ॥

सचवैश्यस्तपस्तेपेदेवीसूक्तंपरंजपन् ॥
तौतस्मिन्पुलिनेदेव्याःकृत्वामुर्तिमहीमयीम् ॥ ७ ॥

ટીકાઃ–અને તે ઠેકાણે એ વૈશ્ય, દેવીશુક્તનો જપ કરતોથકો, તપશ્ચર્યા કરવા લાગ્યો. એ રીતે એ રાજા તથા વૈશ્ય એ બેઉએ, એ નદીનીતીરે મૃત્તિકાવડે દેવીની મૂર્તી કરીને, ॥ ૭ ॥

अर्हणांचक्रतुस्तस्याःपुष्पधूपाग्नितर्पणैः ॥
निराहारौयताहारौतन्मनस्कौसमाहितौ ॥ ८ ॥

ટીકાઃ–તેમની પુષ્પ તથા ધુપાદિકવડે પુજા, તથા તેમના ઉદ્દેશથી અગ્નિમાં હોમ કરવા લાગ્યો, અને કેટલાક દિવસપર્યંત પંડે અલ્પાહાર કરીને, આગળ જતાં નિરાહારીપણે રહ્યા છતાં, બીજા સર્વ બાહ્યવ્યાપાર છોડી, કેવલ અનન્ય બુદ્ધિથી એ દેવીમાં ચિત્ત રાખીને, તપ કરવા લાગ્યા. ૮

ददतुस्तौबलिंचैवनिजगात्रासृगुक्षितम् ॥
एवंसमाराधयतोस्त्रिभिर्वर्षैर्यतात्मनोः ॥ ९ ॥

ટીકાઃ–અને એ દેવીના ઉદ્દેશથી પશુ તથા કુષ્માંડાદિકનું બલિ કરીને, તેપર પોતાના શરીરનું રક્ત પ્રોક્ષણ કરીને, તેમને સમર્પણ કરવા લાગ્યા. એ રીતે તેઓએ મનનો નિગ્રહ કરીને, ત્રણ વર્ષપર્યંત એ દેવીનું સમારાધન કર્યું. ॥ ૯ ॥

परितुष्टाजगद्धात्रीप्रत्यक्षंप्राहचंडिका ॥
॥ श्रीदेव्युवाच ॥ यत्प्रार्थ्यतेत्वयाभूपत्वयाचकुलनंदन १०॥

ટીકાઃ—તે વખત એ જગન્માતા ચંડિકા, અત્યંત સંતુષ્ટ હોતાંથકાં, પ્રત્યક્ષ દર્શન દેઇને, એ બેઉને કહેવા લાગ્યાં કે, હે ભુપતિ, જે બાબત તેં મારી પ્રાર્થના કરી, તેમજ હે વૈશ્ય, તારીપણ જે ઇચ્છા હશે, ॥ ૧૦ ॥

मत्तस्तत्प्राप्यतांसर्वंपरितुष्टाददामितत् ॥
॥ मार्कंडेयउवाच॥ततोवव्रेनृपोराज्यमाविभ्रंश्यन्यजन्मनि ११

ટીકાઃ—તે પ્રમાણે સર્વે, મારીપાસેથી તમો બેઉને પ્રાપ્ત થશે. હું તમારી તપશ્ચર્યાથી અતિ સંતુષ્ટ થઈ છું; માટે તમારા ઇચ્છીત મનોરથ પુર્ણ કરૂં છું. માર્કંડેય કહે છે. એ રીતે એ દેવી વરદાન આપવાને પ્રસન્ન થયાં, એટલે રાજાએ એવું માગ્યું કે, હું ઘણા જન્માંતરોએપણ રાજ્યથકી ભ્રષ્ટ ન થાઉં એવું, ઘણા કાલસુધિ સ્થિર રહેનારૂં રાજ્ય, મને આપો. ૧૧

अत्रैवचानिजंराज्यंहतशत्रुबलंबलात ॥
सोपिवैश्यस्ततोज्ञानंवव्रेनिर्विण्णमानसः ॥१२॥

ટીકાઃ—અને હાલ આ જન્મમાંપણ મારૂં જે રાજ્ય, જે શત્રૂએ બળાત્કારે હરણ કર્યું છે, તેપણ તે શત્રૂના બલનો નાશ થઇને, મને પ્રાપ્ત થાય. એવી રાજાએ પ્રાર્થના કર્યાપછી એ વૈશ્ય, સંસાર વિષે વિરક્ત મનનો થયાથી, તેણે એવું માગ્યું કે, હે દેવી, મને તત્વજ્ઞાન પ્રાપ્ત થાય. ૧૨

ममेत्यहमितिप्राज्ञस्संगविच्युतिकारकम् ॥
श्रीदेव्युवाच॥स्वल्पैरहोभिर्नृपतेस्वंराज्यंप्राप्स्यतेभवान् १३

ટીકાઃ—તે જ્ઞાન એવું કે, આ સર્વ સ્ત્રીપુત્રાદિ પરિવાર મારોજ છે, તથા તેઓનું રક્ષણ કરનારો હુંજ છું. એવા સંગત્વનો સર્વથા નાશ થાય, એવું જ્ઞાન મને આપો. એ રીતે એ વૈશ્યે મોક્ષકારક વરદાન માગ્યું. એ ઉપરથી એ મહા જ્ઞાની હતો એમ સિદ્ધ થયું. દેવી કહે છે. કે, હે નરપતિ, તારૂં રાજ્ય તને થોડા દિવસમાં પ્રાપ્ત થશે. ॥ ૧૩ ॥

हत्वारिपुनस्खलितंतवतत्रभविष्यति ॥
मृतश्चभूयःसंप्राप्यजन्मदेवाद्विवस्वतः ॥१४॥

ટીકાઃ—એ રાજ્યને હરી લેનારા શત્રુનો નાશ થઇને, એ રાજ્ય તારા આયુષ્યપર્યંત અક્ષય ટકશે; અને તું મરણ પામીશ તે પછી, વિવસ્વાન નામના સૂર્યદેવથકી, તને ફરી જન્મ પ્રાપ્ત થશે. ॥ ૧૪ ॥

सावर्णिकोनाममनुर्भवान्भुविभविष्यति ॥
वैश्यवर्यत्वयायश्चवरोस्मत्तोभिवांछित ॥१५॥

ટીકાઃ—તથા એ જન્મમાં તું આ પૃથ્વીપર સાવર્ણીક નામનો મનુ થઇશ. રાજાને એવું વરદાન આપીને, વૈશ્યને કહે છે. કે, શ્રેષ્ટ વૈશ્ય, તું મારાથકી જે જ્ઞાનરૂપી વરદાન પ્રાપ્ત થવાને ઇચ્છે છે, ॥ ૧૫ ॥

तंप्रयच्छामिसंसिध्यैतवज्ञानंभविष्यति ॥
॥मार्कंडेयउवाच॥इतिदत्वातयोर्देवीयथाभिलषितंवरम् ॥१६

ટીકાઃ—તે વરદાન તને મુક્તિરૂપી સિદ્ધ પ્રાપ્ત થવાસારૂ હું આપું છું, તેથી કરીને તને જ્ઞાન પ્રાપ્ત થશે. માર્કંડેય કહે છે. એ રીતે એ દેવીએ બેઉના મનોગતાનુસારે તેઓને યથાયોગ્ય જુદાં જુદાં વરદાન આપ્યાં. ૧૬

बभूवांतर्हितासद्योभक्त्याताभ्यामभिष्टुता ॥ एवंदेव्यावरं लब्ध्वासुरथःक्षत्रियर्षभः ॥ सूर्याज्जन्मसमासाद्यसावर्णिर्भवितामनुः ॥१७॥

ટીકાઃ—પછી એ બેઉએ ભક્તિપુર્વક સ્તુતિ કરી, એટલે દેવી, તત્કાલ અંતર્ધાન પામ્યાં, એ રીતે દેવીથકી, ક્ષત્રિયોના શ્રેષ્ટ સુરથ રાજાએ, વરદાન સંપાદન કર્યું. તેજ ભવિષ્યકાલમાં આવનારા મન્વંતરમાં સૂર્યથકી જન્મ લેઇને, સાવર્ણિ મનુ થશે, ॥ ૧૭ ॥

॥ इतिश्रीमार्कंडेयपुराणेसावर्णिकेमन्वंतरेदेवीभगवती माहात्म्येसुरथवैश्ययोर्वरप्रदानंनामत्रयोदशोऽध्यायः॥१३

ઇતિશ્રી માર્કંડેય પુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી મહાત્મ્યે
સુરથ વૈશ્યયો વૅરપ્રદાનનામ સાર્થ ત્રયોદશોઅધ્યાયઃ ૧૩

॥ श्रीजगदंबार्पणमस्तु ॥

---

## ॥ श्रीगणपतिर्जयति ॥

अंतेखड्गिनीत्यादिभिःषडंगंविधायदेवीसूक्तंपठित्वानवा र्णवंप्रजप्यांतेषडंगंकृत्वामानसोपचारैः संपूज्यकृतजपंदे व्यैनिवेद्यांतेरहस्यमंत्रंपठेत् ॥

॥ राजोवाच ॥ भगवन्नवतारामेचंडिकायास्त्वयोदिताः ॥
एतेषांप्रकृतिंब्रह्मन्प्रधानंवक्तुमर्हसि ॥ १ ॥

ટીકાઃ--સુરથ રાજા પ્રશ્ન કરે છે. કે હે ઋષિ ભગવાન, આપે મને ચંડિકાના અવતાર કહ્યા. એ અવતારોમાં મુખ્ય કયો અને અમુખ્ય કયો, એટલે પ્રધાન તથા પ્રકૃતિ કોણ? તે કહેવાને માત્ર આપજં સમર્થ છો. ૧

आराध्यंयन्मयादेव्याःस्वरूपंयेनचद्विज ॥
विधिनाब्रूहिसकलंयथावत्प्रणतस्यमे ॥ २ ॥

ટીકાઃ–અને હે બ્રાહ્મણદેવ, દેવીનાં એ અનેક રૂપોમાંથી મારે આરાધન કરવાને યોગ્ય એવું સ્વરૂપ કયું? તેપણ મુજ પ્રણત જનને આપ સંપુર્ણ રીતે યથાવિધિથી કથન કરશો. ॥ ૨ ॥

॥ ऋषिरुवाच ॥ इदंरहस्यंपरममनाख्येयंप्रचक्षते ॥
भक्तोसीतिनमेकिंचित्तवावाच्यंनराधिप ॥ ३ ॥

ટીકાઃ--ઋષિ કહે છે. હે નરાધિપ, એ પરમ ગુહ્ય હોવાનેલીધે, કદાપિ કહેવાને અશક્ય છે; તથાપિ તું ભક્ત છે, તો, તારાથી ભેદ રાખવા જેગ કંઇજ નથી; માટે કહું છું. સાંભળ. ॥ ૩ ॥

सर्वस्याद्यामहालक्ष्मीस्त्रिगुणापरमेश्वरी ॥

लक्ष्यालक्ष्यस्वरूपासाव्याप्यकृत्स्नंव्यवस्थिता ॥४॥

ટીકાઃ--સત્વ, રજ, તથા તમ એવા ત્રિગુણથી યુકત જે પરમેશ્વરી મહાલક્ષ્મી, તેઓજ સર્વમાં મુખ્ય હોવાનેલીધે, કોઈ ઠેકાણે દૃષ્ય તથા કોઇ ઠેકાણે અદૃશ્ય રૂપે, સકલ બ્રહ્માંડમાં વ્યાપી રહ્યાં છે. ॥ ૪ ॥

मातुलिंगंगदांखेटंपानपात्रंचाबिभ्रती ॥
नागंलिंगंचयायोनिंचबिभ्रतीनृपमूर्धनि ॥ ५ ॥

ટીકાઃ-તેમનું ધ્યાન કરવું હોય, તો સ્વરૂપ એવું છે કે, હે રાજા, તેમણે પોતાના ચારે ભુજને વિષે મહાલુંગ, ગદા, ખેટ તથા પ્રાશન કરવાનું પાત્ર, એવાં ચ્યારે આયુધો ધારણ કર્યા છતાં, મસ્તકપર નાગ, પુરૂષચિન્હ તથા સ્ત્રી ચિન્હ એ ઉભયરૂપદર્શક ચિન્હો ધારણ કર્યાં છે; ॥ ૫ ॥

तप्तकांचनवर्णाभातप्तकांचनभूषणा ॥
शून्यंतदखिलंस्वेनपूरयामासतेजसा ॥ ६ ॥

ટીકાઃ-અને તેમની કાન્તી તાવેલા સુવર્ણ સમાનની છતાં, તેમણે પોતાના અંગપરનાં ભુષણોપણ તપાવેલા સુવર્ણનાંજ ધારણ કર્યાં છે, તો જે આ સંપુર્ણ બ્રહ્માંડ પ્રથમ પ્રકાશ રહિત હતું, તે તેમણે પોતાની કાન્તીથી પ્રકાશયુક્ત છે; ॥ ૬ ॥

शून्यंतदाखिलंलोकंविलोक्यपरमेश्वरी ॥
बभाररूपमपरंतमसाकेवलेनहि ॥ ७ ॥

ટીકાઃ-તેમજ જગદોત્પત્તિની પુર્વે આ સંપુર્ણ લોક [સ્થાનો, સદનો) શુન્યછે એમ જોઇને, પરમેશ્વરીએ, કેવલ તમોગુણયુક્ત એવું બીજું રૂપ ધારણ કર્યું. ॥ ૭ ॥

साभिन्नांजनसंकाशादंष्ट्रांकितवरानना ॥
विशाललोचनानारीबभूवतनुमध्यमा ॥ ८ ॥

ટીકાઃ--તે એવું કે, કજલ સમાન કૃષ્ણવર્ણો છતાં, તેમનું મુખ લાંબી દાઢયોવાળું છતાં શોભાયમાન હતું, અને તેમનો કટિભાગ [કમ્મર, કેડ)

અતિ સૂક્ષ્મ હતો. એ રીતે એ વિશાલનયની સ્ત્રીરૂપે થતાં હવાં, ॥ ૮ ॥

खड्गपात्रशिरःखेटैरलंकृतचतुर्भुजा ॥
कबंधहारमुरसाबिभ्राणाहिशिरःस्रजम् ॥ ९ ॥

ટીકાઃ--અને ખડગ, પીવાનું પાત, મસ્તક તથા ખેટ નામનું આયુધ, એ ચ્યારવડે તેમના ચ્યારે ભુજ શણગરાએલા છતાં, તેમણે છાતીપર, એક, મસ્તક વગરનાં ધડોનો તથા એક, મસ્તકોનો, એવા બે હાર ધારણ કર્યા. ॥ ૯ ॥

साप्रोवाचमहालक्ष्मीतामसीप्रमदोत्तमा ॥
नामकर्मचमेमातर्देहितुभ्यंनमोनमः ॥१०॥

ટીકાઃ–એવું તમોગુણાત્મકરૂપ ધારણ કરનારાં જે સ્ત્રી, તે મહાલક્ષ્મીને કહેવા લાગ્યાં કે, હે માતા, મારૂં નામ પાડો તથા હું કયું કર્મ કરૂં? તે બાબતની મને આજ્ઞા આપો. હું તમને નમસ્કાર કરૂં છું. ॥ ૧૦ ॥

तांप्रोवाचमहालक्ष्मीस्तामसींप्रमदोत्तमाम् ॥
ददामितवनामानियानिकर्माणितानिते ॥११॥

ટીકાઃ--તેમણે એવી પ્રાર્થના કરતાંજ, મહાલક્ષ્મી, એ તામસી ઉત્તમ સ્ત્રીને કહેવા લાગ્યાં કે, જે મારાં નામ તથા કર્મો છે, તેજ હું તમને આપું છું. ॥ ૧૧ ॥

महामायामहाकालीमहामारीक्षुधातृषा ॥
निद्रातृष्णाचैकवीराकालरात्रिर्दुरत्यया ॥१२

ટીકાઃ–તે એવાં કે, મહામાયા, મહાકાલી, મહામારી, ક્ષુધા, તૃષા, નિદ્રા, તૃષ્ણા, એકવીરા, કાલરાત્રી તથા દુરત્યયા. ॥ ૧૨ ॥

इमानितवनामानिप्रतिपाद्यानिकर्मभिः ॥
एभिःकर्माणितेज्ञात्वायोऽधीतेसोऽश्नुतेसुखम् ॥१३॥

ટીકાઃ–એવાં નામો તમને તમારા કર્મવડેજ પ્રાપ્ત થશે. એવાં નામોવડે તમારાં કર્મો જાણીને, જે પુરૂષ એ નામોનું અધ્યયન કરશે, તેને સુખ

પ્રાપ્ત થશે. ॥ ૧૩ ॥

तामित्युक्त्वामहालक्ष्मीः स्वरूपमपरंनृप ॥
सत्वाख्येनातिशुद्धेनगुणेनेंदुप्रभंदधौ ॥१४॥

ટીકાઃ–હે રાજા, એ રીતે એ તામસીને કહીને, મહાલક્ષ્મીએ, શુદ્ધ સત્વગુણવડે ચંદ્ર સમાન કાન્તીયુક્ત બીજું રૂપ ધારણ કર્યું. ॥ ૧૪ ॥

अक्षमालांकुशधरावीणापुस्तकधारिणी ॥
साबभूववरानारीनामान्यस्यैवसाददौ ॥१५॥

ટીકાઃ--તે એવું કે, તેઓ ચતુર્ભુજ છતાં, તેમણે કમલાક્ષમાલા, અંકુશ, વીણા તથા પુસ્તક, એવાં ચ્યાર ચિન્હો ચ્યારે ભુજમાં ધારણ કરીને, તે ઓ ઉત્કૃષ્ટ રૂપવતિ સ્ત્રી થયાં. તે વખત તેમનેપણ મહાલક્ષ્મીએં નામો આપ્યાં. ॥ ૧૫ ॥

महाविद्यामहावाणीभारतीवाक्सरस्वती ॥
आर्याब्राह्मीकामधेनुर्वेदगर्भाचधीश्वरी ॥१६॥

ટીકાઃ--તે એવાં કે, મહાવિદ્યા, મહાવાણી, ભારતી, વાક, સરસ્વતી, આર્યા, બ્રાહ્મી, કામધેનું, વેદગર્ભા, ધિ તથા ઇશ્વરી. ॥ ૧૬ ॥

अथोवाचमहालक्ष्मीर्महाकालींसरस्वतीम् ॥
युवांजनयतांदेव्यौमिथुनेस्वानुरूपतः ॥१७॥

ટીકાઃ–એવાં તેમનાં નામ પાડી, પછી એ મહાલક્ષ્મી, મહાકાલી તથા સરસ્વતી એ બેઉને, કહેવા લાગ્યાં કે, હે દેવીઓ, તમો બેઉએં, પોતપોતિકા સ્વરૂપાનુંસાર, સ્ત્રીપુરૂષની બે જોડયો ઉત્પન્ન કરવી. ॥ ૧૭ ॥

इत्युक्त्वातेमहालक्ष्मीःससर्जेमिथुनंस्वयम् ॥
हिरण्यगर्भौरुचिरौस्त्रीपुंसौकमलासनौ ॥१८॥

ટીકાઃ–એમ કહીને, એ મહાલક્ષ્મીએ, પોતેજ સ્ત્રીપુરૂષની એકજોડ અથવા જોટું કે જોડું પ્રથમ ઉત્પન્ન કર્યું. તેમાં એક સ્ત્રી તથા એકપુરૂષ, એવાં એ બેઉ પરમ સુંદર છતાં, તેમના ગર્ભમાં સુવર્ણરૂપ બ્રહ્માંડ હોવાને-

·લીધે, તેને હિરણ્યગર્ભ કહે છે, તથા તે બેઉ કમલરૂપી આસનપર બેઠાં હતાં. ॥ ૧૮ ॥

ब्रह्मन्विधेविरिंचेतिधातरित्याहतंनरम् ॥
श्रीःपद्मेकमलेलक्ष्मीत्याहमातास्त्रियंचताम् ॥१९॥

ટીકાઃ–હે નૃપ, એમાનો જે પુરૂષ હતો, તેને મહાલક્ષ્મી માતાએ હે બ્રહ્મન, હે વિધે, હે વિરંચ, હે ધાતઃ એવાં નામોવડે સંબોધન આપ્યું, અને જે સ્ત્રી હતી તેને હે શ્રી, હે પદ્મે, હે કમલે, હે લક્ષ્મી એવાં સંબોધન રૂપે નામ રાખ્યાં. ॥ ૧૯ ॥

महाकालीभारतीचमिथुनेसृजतःसह ॥
एतयोरपिरूपाणिनामानिचवदामिते ॥२०॥

ટીકાઃ–પછી મહાકાલી તથા ભારતીએ બે જોડયો નિર્માણ કરી, તેમનાં પણ રૂપ તથા નામ હું તને કહું છું. ॥ ૨૦ ॥

नीलकंथंरक्तबाहुंश्वेतांगंचंद्रशेखरम् ॥
जनयामासपुरुषंमहाकालीसितास्त्रियम् ॥२१॥

ટીકાઃ—તેમાં મહાકાલીએ જે જોટું ઉત્પન્ન કર્યું, તેમાં નીલકંઠ, રક્તબાહુ, શ્વેતાંગ તથા ચંદ્રશેખર આવાં નામે પુરૂષ તથા ગૌરવર્ણ સ્ત્રી એવાં બેઉ હતાં. ॥ ૨૧ ॥

सरुद्रःशंकरःस्थाणुःकपर्दीचत्रिलोचनः ॥
त्रयीविद्याकामधेनुःसास्त्रीभाषास्वराक्षरा ॥२२॥

ટીકાઃ–તેમાંના જે પુરૂષરૂપે કહ્યા, તેજ રૂદ્ર, શંકર, સ્થાણું, કપર્દી તથા ત્રિલોચન કહેવાય, અને જે ગૌરવર્ણ સ્ત્રીરૂપે, તેજ વેદત્રયીરૂપ વિદ્યા, કામધેનું, ભાષા, સ્વર તથા અક્ષર એવા નામે થયાં. ॥ ૨૨ ॥

सरस्वतीस्त्रियंगौरींकृष्णंचपुरुषंनृप ॥
जनयामासनामानितयोरपिवदामिते ॥२३॥

ટીકાઃ–પછી હે રાજા, સરસ્વતીએ ગૌરવર્ણ સ્ત્રી તથા કૃષ્ણવર્ણ પુરૂષ એવાં બેઉ ઉત્પન્ન કર્યા, તેમનાંપણ નામ તને કહું છું. ॥ ૨૩ ॥

विष्णुःकृष्णोहृषीकेशोवासुदेवोजनार्दनः ॥
उमागौरीसतीचंडिसुंदरीसुभगाशिवा ॥२४॥

ટીકાઃ–કે, વિષ્ણુ, કૃષ્ણ, હૃષીકેશ, વાસુદેવ તથા જનાર્દન, એવાં એ પુરૂષનાં નામો; તેમજ ઉમા, ગૌરી, સતી, ચંડિ, સુંદરી, સુભગા તથા શિવા, એવાં એ સ્ત્રીનાં નામો હતાં. ॥ ૨૪ ॥

एवंयुवतयःसद्यःपुरुषत्वंप्रपेदिरे ॥
चक्षुष्मंतोनुपश्यंतिनेतरेऽतद्विदोजनाः ॥२५॥

ટીકાઃ–એમાં જે એકંદર સ્ત્રિયો હતી, તે તત્કાલ પુરૂષત્વ પામી. એવું જેઓને જ્ઞાનચક્ષુ છે, તેઓજ માત્ર અવલોકન કરે છે. બીજા સામાન્ય જન જાણતા નથી. ॥ ૨૫ ॥

ब्रह्मणेप्रददौपत्नींमहालक्ष्मीर्नृपत्रयीम् ॥
रुद्रायगौरींवरदांवासुदेवायचाश्रियम् ॥२६॥

ટીકાઃ–હે નૃપ, પછી મહાલક્ષ્મીએ બ્રહ્મદેવને વેદત્રયી પત્ની આપી, રૂદ્રને વરદાનદાયક ગૌરી પત્ની તથા વાસુદેવને શ્રી પત્ની, એવી યોજના કરી. ॥ ૨૬ ॥

स्वरयासहसंभूयविरिंचोंडमजीजनत् ॥
बिभेदभगवान्रुद्रस्तद्गौर्यासहवीर्यवान् ॥२७॥

ટીકાઃ–પછી બ્રહ્મદેવે વેદત્રયી પત્નિ સહવર્તમાન એકત્ર થઇને, અંડ નીર્માણ કર્યું. તે સમયે મહા પરાક્રમી જે રૂદ્ર ભગવાન, તેમણે પોતાની ગૌરી પત્નિ સહિત એ અંડનો ભેદ કર્યો. ॥ ૨૭ ॥

अंडमध्येप्रधानादिकार्यजातमभून्नृप ॥
महाभूतात्मकंसर्वंजगत्स्थावरजंगमम् ॥२८॥

ટીકાઃ—હે નૃપ, તે વખત એ બ્રહ્માંડમાં પ્રધાનરૂપનું કારણ જે માયા, તે થકી સર્વ મહત્તત્વાદિક કાર્ય ઉત્પન્ન થયાં. તે થકીજ આ પંચ મહાભુતાત્મક સ્થાવરજંગમરૂપ સંપુર્ણ જગત નિર્માણ થયું. ॥ ૨૮ ॥

पुपोषपालयामासतल्लक्ष्म्यासहकेशवः ॥
सजहारजगत्सर्वंसहगौर्यामहेश्वरः ॥२९॥

ટીકાઃ—તેપછી કેશવ ભગવાન, લક્ષ્મી સહવર્તમાન એ સર્વનું પાલણ-પોષણ કરવા લાગ્યા. હે મહારાજા, એવાં જે મહાલક્ષ્મી, તેમને વિષેજ સર્વ પ્રાણીમાત્ર છતાં, તેઓજ સર્વની ઇશ્વરીછે. ॥ ૨૯ ॥

महालक्ष्मीमहाराजसर्वसत्वमयीश्वरी ॥
निराकाराचसाकारासैवनानाभिधानभृत् ॥३०॥
नामांतरैर्निरूप्यैषानाम्नानान्येनकेनचित् ॥३१॥

ટીકાઃ—એ રીતનાં એ સૃષ્ટિની પુર્વે નિરાકાર છતાં, આગળ જતાં આકારયુક્ત થઇને, અનેક પ્રકારનાં નામો ધારણ કરનારાં થયાં. તેમાનાં કેટલાંક નામાંતરોવડે મેં તેમનું નિરૂપણ કર્યું; તો આ જગતમાં લક્ષ્મીનાજ નામથી સર્વછે. અન્ય નામોથી કંઇજ નથી. ॥ ૩૦ ॥ ॥ ૩૧ ॥

॥ इतिश्रीप्राधानिकरहस्यंनामचतुर्दशोऽध्यायः ॥१४॥

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી ભગવતી મહાત્મ્યે પ્રધાનિકં રહસ્યંનામ સાર્થ ચતુર્દશોઅધ્યાયઃ ॥ ૧૪ ॥

---

## ॥ श्रीगणपतिर्जयति ॥

॥ ऋषिउवाच ॥ त्रिगुणातामसीदेवीसात्विकीयात्रिधोदिता ॥ साशर्वाचंडिकादुर्गाभद्राभगवतीर्यते ॥ १ ॥

ટીકાઃ—ઋષિ કહે છે. એ રીતે એ ત્રિગુણાત્મિકા, તામસી તથા સાત્વિકી, એ ત્રણ પ્રકારનાં મેં તને કહ્યાં, તેમનેજ શર્વા, ચંડિકા, દુર્ગા, ભદ્રા તથા ભગવતી કહે છે. ॥ ૧ ॥

योगनिद्राहरेरुक्तामहाकालीतमोगुणा ॥
मधुकैटभनाशार्थंयातुष्टावांबुजासनः ॥ २ ॥

ટીકાઃ—તેમાં શ્રીહરીની યોગ્યનિદ્રા જે તમોગુણાત્મિકા મહાકાલી કહ્યાં, કે જેમની મધુકૈટભના નાશને અર્થે બ્રહ્મદેવે સ્તુતિ કરી. ॥ ૨ ॥

दशवक्त्रादशभुजादशपादांजनप्रभा ॥
विशालयाराजमानात्रिंशल्लोचनमालया ॥ ३ ॥

ટીકાઃ--તે એવાં કે, જેમને દશ મુખ, દશ ભુજ તથા દશ ચરણ છતાં, તેઓ કાજલ સમાન કૃષ્ણવર્ણાછે, અને તેમના પ્રત્યેક મુખને ત્રણ ત્રણ નેત્રો હોવાથી, તેઓ ત્રીશ નેત્રોની વિશાલ પંક્તિથી શોભાયમાન છે, ॥ ૩ ॥

स्फुरद्दशनदंष्ट्रासाभीमरूपापिभूमिप ॥
रूपसौभाग्यकांतीनांसाप्रतिष्टामहाश्रियाम् ॥ ४ ॥

ટીકાઃ--તેમજ હે રાજા, તેમના દંત તથા દાઢયો અતિ દૈદીપ્યમાન હોવાથી, તેઓ ભયંકર છતાં, તેઓ પોતિકું રૂપ, શૌભાગ્ય તથા કાન્તીની મહા શોભામાં પ્રતિષ્ટિત છે. ॥ ૪ ॥

खड्गबाणगदाशूलचक्रपाशभुशुंडिभृत् ॥
परिघंकार्मुकंशीर्षंनिश्चोतद्रुधिरंदधौ ॥ ५ ॥

ટીકાઃ—અને તેમણે ખડગ, બાણ, ગદા, શુલ, શંખ, ચક્ર, ભ્રશુંડી, પરિઘ, ધનુષ્ય તથા જેમાંથી રક્ત ટપકે છે એવું મસ્તક. એવાં દશે હાથમાં દશે આયુધો ધારણ કર્યાં છે. ॥ ૫ ॥

एवासावैष्णवीमायामहाकालीदुरत्यया ॥
आराधितावशीकुर्यात्पूजाकर्तुश्चराचरम् ॥ ६ ॥

ટીકાઃ--એવાં એ મહાકાલી નામનાં વૈષ્ણવી માયા છે. તેમનું નિવારણ અતિ દુઃખેપણ થવું અશક્ય છે; પરંતુ તેમનું આરાધન કરે, એટલે તેઓ તેમની પુજા કરનારને સંપુર્ણ ચરાચર (ચર=અચર) વિશ્વ વશ કરી આપે છે. ॥ ૬ ॥

सर्वदेवशरीरेभ्योयाविर्भूतामितप्रभा ॥
त्रिगुणाशामहालक्ष्मीः साक्षान्महिषमर्दिनी ॥ ७ ॥

ટીકાઃ–અને સર્વ દેવોનાં શરીરથકી પ્રગટ થયાનેલીધે જેમની કાન્તી અ-પાર છે, તેપણ મહિષાશુરનું મર્દન કરનારાં સાક્ષાત ત્રિગુણાત્મિકા મહાલક્ષ્મીજ જાણવાં. ॥ ૭ ॥

श्वेताननानीलभुजासुश्वेतस्तनमंडला ॥
रक्तमध्यारक्तपादानीलजंघोरुरुन्मदा ॥ ८ ॥

ટીકાઃ–તેમનું મુખ તથા સ્તનમંડળ અતિ શ્વેતવર્ણનાં છતાં, મધ્યભાગ તથા ચરણ રક્તવર્ણનાં, અને હસ્ત જાંગો તથા પેટ નીલવર્ણનાં છે. એ રીતનાં એ સ્વભાવે ઉન્મત્ત છે. ॥ ૮ ॥

सुचित्रजघनाचित्रमाल्यांबरविभूषणा ॥
चित्रानुलेपनाकांतिरूपसौभाग्यशालिनी ॥ ९ ॥

ટીકાઃ–અને તેમની કટિનો પેહેલો ભાગ વિચિત્ર છતાં, તેમણે જે પુષ્પો, વસ્ત્રો તથા ભુષણો ધારણ કર્યાં છે, તેપણ ચિત્રવિચિત્ર છે. તેમણે અંગે અનુલેપન કરેલો ગંદ્દપણ ચિત્રવર્ણ છે; પરંતુ તેઓ કાન્તી, રૂપ તથા સૌભાગ્યવડે સુશોભિત દેખાય છે; ॥ ૯ ॥

अष्टादशभुजापूज्यासासहस्त्रभुजासती ॥
आयुधान्यत्रवक्ष्यंतेदक्षिणाधःकरक्रमात् ॥१०॥

ટીકાઃ–વલી મૂલ રૂપે સહસ્ર ભુજાયુકતનાં છતાં, તેઓ ભકત જનોને પુજા કરવા યોગ્ય અષ્ટાદશ ભુજાયુકત થયાં છે. તેમાં જમણી બાજુના છેક નીચલા હાથથી ડાબી બાજુના ઉપરના હાથસુધિનાં આયુધો અનુક્રમે વર્ણવે છે. ॥ ૧૦ ॥

अक्षमालाचकमलंबाणोऽसिः कुलिशंगदा ॥
चक्रांत्रिशूलंपरशुःशंखोघंटाचपाशकः ॥११॥

ટીકાઃ--તે એવાં કે, અક્ષમાલા (રૂદ્રાક્ષ કે ભદ્રાક્ષની માલા), કમલ, બાણ,

ખડગ, વજ્ર, ગદા, ચક્ર, ત્રિશુલ, પરશુ (ફરશી), શંખ, ઘંટા, પાશ (ગું-થેલી જાળ],॥ ૧૧ ॥

शक्तिर्दंडश्चर्मचापंपानपात्रंकमंडलुः ॥
अलंकृतभुजामेभिरायुधैःकमलासनाम् ॥१२॥

ટીકાઃ–શક્તિ, દંડ, ઢાલ, ધનુષ્ય, પાનપત્ર તથા કમંડલ, એવાં અષ્ટાદશ આયુધોયુક્તની અષ્ટાદશ ભુજાઓવડે તેઓ શણગારાએલાં છતાં, કમલાસનપર બેઠાં છે. ॥ ૧૨ ॥

सर्वदेवमयीमीशांमहालक्ष्मीमिमान्नृप ॥
पूजयेत्सर्वलोकानांसदेवानांप्रभुर्भवत् ॥१३॥

ટીકાઃ–હે રાજા, એવાં એ મહાલક્ષ્મી, સર્વ દેવોના સ્વરૂપવાળાં હોવાથી, સર્વની ઇશ્વરી છે; માટે તેમનું પુજન કરવું. જે પુજન કરશે તે સર્વ લોક તથા દેવોનોપણ પ્રભુ થશે. ॥ ૧૩ ॥

गौरीदेहात्समुद्भूतायासत्वैकगुणाश्रया ॥
साक्षात्सरस्वतीप्रोक्ताशुंभासुरनिबर्हिणी ॥१४॥

ટીકાઃ–એ રીતનાં તેમનાં અનેક રૂપની પુજાઓનાં ફલ વર્ણવે છે. તે એમ કે, ગૌરીના દેહથકી જે ઉત્પન્ન થયાં, તે માત્ર એક સત્વગુણનોજ આશ્રય કરનારાં છતાં, જેમણે સુંભાસુરનો સંહાર કર્યો; તેજ સાક્ષાત સરસ્વતી જાણવાં. ॥ ૧૪ ॥

दधौचाष्टभुजाबाणमुसलेशूलचक्रभृत् ॥
शंखंघंटांलांगलंचकार्मुकंवसुधाधिप ॥१५॥

ટીકાઃ--હે પૃથ્વીપતિ, તેમણે બાણ, મુસળ, શુલ, ચક્ર, શંખ, ઘંટા, હળ તથા ધનુષ્ય; એવાં આઠ આયુધો આઠે ભુજાઓમાં ધારણ કર્યાંછે. ૧૫

एषासंपूजिताभक्त्यासर्वज्ञत्वंप्रयच्छति ॥
निशुंभमथिनीदेवीशुंभासुरनिबर्हिणी ॥१६॥

ટીકાઃ—શુંભાસુરનું મથન કરનારાં દેવી એજ જાણવાં. એ રીતનાં એ સરસ્વતી દેવીની પુજા કરે, તેને સર્વજ્ઞત્વ (સર્વ વિદ્યાઓનું પ્રવિણપણું] આપે છે. ॥ ૧૬ ॥

इत्युक्तानिस्वरूपाणिमूर्तीनांतवपार्थिव ॥
उपासनंजगन्मातुःपृथगासांनिशामय ॥१७॥

ટીકાઃ—હે પૃથ્વીપતી, એ રીતે દેવીની અનેક મુર્તીઓનાં અનેક સ્વરૂપ મેં તને કહ્યાં. એ રીતનાં એ જગન્માતાનાં અનેક રૂપોની જુદેજુદી ઉપાસના કહું છું. સાંભળ. ॥ ૧૭ ॥

महालक्ष्मीर्यदापूज्यामहाकालीसरस्वती ॥
दक्षिणोत्तरयोःपूज्येपृष्टटोमिथुनत्रयम् ॥१८॥

ટીકાઃ—જે સમય મહાલક્ષ્મીનીજ પુજા કરવાની હોય, તે સમય મધ્ય ભાગે મહાલક્ષ્મીને સ્થાપન કરી, તેમની જમણી બાજુએ મહાકાલી તથા ડાબી બાજુએ મહા સવસ્વતીનું સ્થાપન કરીને, તેમની પુજા કરવી. અને પાછળની બાજુએ ત્રણ જોટાં સ્થાપન કરીને, તેમનીપણ પુજા કરવી. ૧૮

विरिंचिःस्वरयामध्येरुद्रोगौर्याचदक्षिणे ॥
वामेलक्ष्म्याहृषीकेशःपुरतोदेवतात्रयम् ॥१९॥

ટીકાઃ—એ દંપતિ (જોટાં) એવાં કે, મહાલક્ષ્મીની પુઠે સરસ્વતી સહિત બ્રહ્મદેવ, જમણી બાજુએ ગૌરી સહિત રૂદ્ર તથા ડાબી બાજુએ લક્ષ્મી સહિત ઋષીકેશ (વિષ્ણુ). એ ત્રણે દંપતિઓ સ્થાપનકરીને, તેમની પુજા કરવી, અને એ ત્રણની પાછળ એ મહાલક્ષ્મી વગેરે ત્રણ દેવીઓ જોઇએ. એ રીતે મહાલક્ષ્મીની પુજાનો પ્રકાર કહયો. ॥ ૧૯ ॥

अष्टादशभुजामध्येवामेचास्यादशानना ॥
दक्षिणेऽष्टभुजालक्ष्मीर्महतीतिसमर्चयेत् ॥२०॥

ટીકાઃ—તેમજ હે નરાધિપ, જે સમય અષ્ટાદશ ભુજાયુક્તનાં મહાકાલીની જ પુજા કરવાની હોય, તે સમય દશાનના (દશ મસ્તકવાળાં) મહાલક્ષ્મી

જમણી બાજુએ તથા અષ્ટ ભુજાયુકત મહાસરસ્વતી ડાબી બાજુએ સ્થાપન કરીને, તેમની પુજા કરવી. ॥ ૨૦ ॥

कालमृत्यूचसंपूज्यौसर्वारिष्टप्रशांतये ॥
यदाचाष्टभुजापूज्याशुंभासुरनिबर्हिणी ॥२१॥

ટીકાઃ—અને સર્વ અનિષ્ટ-[આપત્તિકાલ)ના પરિહારને અર્થે, તેમની જોડે કાલ તથા મૃત્યુનીપણ પુજા કરવી. શુંભાસુરનો સંહાર કરનારાં અષ્ટ ભુજાયુકતનાં મહાસરસ્વતીનીજ જે સમય પુજા કરવાની હોય, ॥ ૨૧ ॥

नवास्याःशक्तयःपूज्यास्तथारुद्रविनायकौ ॥
नमोदेव्याइतिस्तोत्रैर्महालक्ष्मींसमर्चयेत् ॥२२॥

ટીકાઃ—તે સમય તેમની આજુબાજુએ નવ શકિતયો સ્થાપન કરીને, તેમની પુજા કરવી; અને રૂદ્ર તથા વિનાયકનીપણ પુજા કરવી, હવે મહાલક્ષ્મીની પુજા, નમો દેવ્યૈ, એવા સ્ત્રોત્રવડે કરવી, ॥ ૨૨ ॥

अवतारत्रयार्चायांस्तोत्रमंत्रास्तदाश्रयाः ॥
अष्टादशभुजाचैषापूज्यामहिषमर्दिनी ॥२३॥

ટીકાઃ—એ પ્રમાણે મહાલક્ષ્મી, મહાકાલી તથા મહાસરસ્વતી, એ ત્રણે અવતારની પુજા તે તે સ્તોત્રમંત્રવડેજ કરવી. મહિષાસુર મથની જે અષ્ટાદશ ભુજા પુજ્ય છે, ॥ ૨૩ ॥

महालक्ष्मीर्महाकालीसैवप्रोक्तासरस्वती ॥
ईश्वरीपुण्यपापानांसर्वलोकमहेश्वरी ॥२४॥

ટીકાઃ—તેજ મહાલક્ષ્મી, મહાકાલી તથા તેજ મહાસરસ્વતી વર્ણવ્યાં છે. તેઓજ પુણ્યપાપનાં યથોકત ફલ આપવાને સમર્થ છતાં, સર્વ લોકોની માહેશ્વરી પણ છે. ॥ ૨૪ ॥

महिषांतकरीयेनपूजितासजगत्प्रभुः ॥
पूजयेजगतांधात्रींचंडिकांभक्तवत्सलाम् ॥२५॥

ટીકાઃ—એ રીતનાં મહિષાસુરમર્દનીનું જેણે પુજન કર્યું હોય, તે સર્વ

જગતનો પ્રભુ થાયછે; માટે સકલ જગતની માતા ભકતવત્સલા ચંડિકા દેવીનું પુજન કરવું. ॥ ૨૫ ॥

अर्घ्यादिभिरलंकारैर्गंधपुष्पैस्तथाक्षतैः ॥
धूपैर्दीपैश्चनैवेद्यैर्नानाभक्ष्यसमन्वितैः ॥२६॥

ટીકાઃ–તે એમ કે, અર્ધ્ય, પાદ્ય, આચમન, સ્નાન, વસ્ત્રાલંકાર, ગંધ, અક્ષત, પુષ્પો, ધુપ, દીપ તથા અનેક પ્રકારનાં ભક્ષભોજ્યાદિ નૈવેદવડે પુજન કરવું. ॥ ૨૬ ॥

रुधिराक्तेनबलिनामांसेनसुरयानृप ॥
प्रणामाचमनीयेनचंदनेनसुगंधिना ॥२७॥

ટીકાઃ--અને હે રાજા, રકત પ્રોક્ષણ કરેલા અન્નનું બલિ, માંસ તથા મદ્યપણ એ, ચંડિકાને સમર્પણ કરવાં. પછી મનસ્કાર, આચમન, સુગંધયુકત ચંદન, ॥ ૨૭ ॥

सकर्पूरैश्चतांबूलैर्भक्तिभावसमन्वितैः ॥
वामभागेग्रतोदेव्याश्छिन्नशीर्षंमहासुरं ॥२८॥

ટીકાઃ–તથા કર્પુરયુકત તાંબુલ, એ સર્વે ભકિતભાવનાયુકત થઇને, એ દેવીને નિવેદન કરવું; અને એ દેવીની આગળ ડાબી બાજુએ છિન્નમસ્તક થયેલા મહિષાસુરનું પણ, ॥ ૨૮ ॥

पूजयेन्महिषंयेनप्राप्तंसायुज्यमीशया ॥
दक्षिणेपुरतःसिंहंसमग्रंधर्ममीश्वरं ॥२९॥

ટીકાઃ–પુજન કરવું, કારણ કે, જેણે એ ઇશ્વરીની સાયુજ્યમુકિત સંપાદન કરી. તેમજ આગળ જમણી બાજુએ સમસ્ત ધર્મરૂપી ઇશ્વર જે સીંહ, ॥ ॥ ૨૯ ॥ ॥

वाहनंपूजयेद्देव्याधृतंयेनचराचरं ॥
ततःकृतांजलिपुटस्तुवीतचरीतैरिमैः ॥३०॥

ટીકાઃ--તે દેવીનું વાહન છે, તેનું પણ પુજન કરવું; કારણ કે, જેણે

ચરાચર વિશ્વ ધારણ કર્યું છે. એ રીતે સર્વેનું પુજન કરીને, પછી હસ્ત જોડીને, એ ચરિત્રોવડે દેવીની સ્તુતી કરવી. ॥ ૩૦ ॥

एकेनवामध्यमेननैकेनेतरयोरिह ॥
चरितार्द्धंतुनजपेज्जपन्छिद्रमवाप्नुयात् ॥३१॥

ટીકાઃ-તે એમ કે, એક મહાલક્ષ્મીની મધ્યમ ચરિત્રથી; કિંવા મહાલક્ષ્મી, મહાકાલી એઓની બે ચરિત્રોથી; અથવા બીજાં બે ચરિત્રો સહિત મધ્યમ ચરિત્રવડે સ્તવન કરવું; પરંતુ માત્ર અર્ધ ચરિત્રનો જય કરવો નહીં. કરે તો દુષણ પ્રાપ્ત થાયછે. ॥ ૩૧ ॥

स्तोत्रमंत्रैस्तुवीतेमांयदिवाजगदंबिकां ॥
प्रदक्षिणानमस्कारान्कृत्वामूर्ध्निकृतांजलिः ॥३२॥

ટીકાઃ—અથવા સ્તોત્રમાના તે તે દેવીના મંત્રવડે એ જગદંબિકાની સ્તુતી કરવી. પછી પ્રદક્ષિણા તથા નમસ્કાર કરીને, મસ્તકપર હાથ જોડવા. ॥ ॥ ૩૨ ॥ ॥

क्षमापयेज्जगद्धात्रींमुहुर्मुहुरतंद्रितः ॥
प्रतिश्लोकंतुजुहुयात्पायसंतिलसर्पिषा ॥३३॥

ટીકાઃ—અને આલસ્ય રહિત થઇને, એ જગન્માતાની, મારા અપરાધ ક્ષમા કરો. એવી વારંવાર પ્રાર્થના કરવી. પછી પાયસ (ખીર, દુધપાક), તીલ તથા ઘૃત (ઘી), એ હવિર્દ્રવ્યનો, પ્રતિશ્લોક ઉચ્ચાર કરીને, અગ્નિમાં હોમ કરવો. ॥ ૩૩ ॥

जुहुयात्स्तोत्रमंत्रैर्वाचंडिकायैशुभंहविः ॥
नमोनमःपदैर्देवींपूजयेत्सुसमाहितः ॥३४॥

ટીકાઃ—અથવા ચંડિકા પ્રીત્યર્થ શુદ્ધ હવિર્દ્રવ્યનું, સ્તોત્રમાના મંત્રોવડે હવન કરવું, અને મહાલક્ષ્મ્યૈ નમોનમઃ મહાકાલ્યૈ નમોનમઃ વગેરે જે નામથી જે દેવીની પુજા કરવી હોય, તે નામના ચતુર્થ્યંત પદને નમોનમઃ એવા અક્ષરો લગાડીને, તે તે દેવીની એકાગ્ર મનવડે પુજા કરવી. ॥૩૪॥

प्रयतःप्रांजलिः प्रव्हःप्रणम्यारोप्यचात्मनि ॥
सुचिरंभावयेद्देवींचंडिकांतन्मयोभवेत् ॥३५॥

ટીકાઃ–પછી શુચિર્ભુત થઇને, હસ્ત જોડીને, નમ્રપણાથી નમસ્કાર કરી-ને, પોતાના હૃદયમાં ઘણા વખતસુધી એ ચંડિકા દેવીનું સ્થાપન કરી-ને, તેમનું ધ્યાન કરતાં કરતાં, તન્મય થવું. ॥ ૩૫ ॥

एवंयःपूजयेद्भक्त्याप्रत्यहंपरमेश्वरीं ॥
भुक्त्वाभोगान्यथाकामंदेवीसायुज्यमाप्नुयात् ॥३६॥

ટીકાઃ–એ પ્રકારે જે પ્રતિદિવસે ભક્તિભાવથી પરમેશ્વરીનું પુજન કરશે, તે આ લોકમાં યથેષ્ટ ઐશ્વર્યનો ઉપભોગ કરીને, દેવીની સાયુજ્ય મુક્તિને પ્રાપ્ત થશે. ॥ ૩૬ ॥

योनपूजयतेनित्यंचंडिकांभक्तवत्सलां ॥
भस्मीकृत्यास्यपुण्यानिनिर्दहेन्परमेश्वरी ॥३७॥

ટીકાઃ–અને જે આ ભક્તવત્સલ ચંડિકાનું નિત્ય પુજન કરતો નથી, તેનાં સર્વ પુણ્યોપણ પરમેશ્વરી બાળીને ભસ્મ કરેછે. ॥ ૩૭ ॥

तस्मात्पूजयभूपालसर्वलोकमहेश्वरीं ॥
यथोक्तेनविधानेनचंडिकांसुखमाप्स्यसि ॥३८॥

ટીકાઃ–તો હે ભુપાલ, એ સકલલોક માહેશ્વરી ચંડિકાનું, પ્રથમ કહેલી વિધિથી તું પુજા કરે જા, એટલે તું સુખ પામીશ. ॥ ૩૮ ॥

इतिश्रीमार्कं०पु०सा०म०देवीभगवतीमा०वैकृतिकरह
स्यंनामपंचदशोऽध्यायः ॥१५॥

ઇતિ શ્રી માર્કંડેયપુરાણે સાવર્ણિકે મન્વંતરે દેવી ભગવતી માહાત્મ્યે
વૈકૃતિક રહસ્યં નામ સાર્થ પંચદશો અધ્યાયઃ. ॥ ૧૫ ॥

———o✱o———

# ॥ श्रीगणपतिर्जयति ॥

॥ऋषिरुवाच॥ नंदाभगवतीनामयाभविष्यतिनंदजा ॥
सारक्ततापूजिताभक्त्यावशीकुर्याज्जगत्रयं ॥ १ ॥

ટીકાઃ–ઋષી કહેછે, જે જગદંબા વૈવસ્વત મન્વંતરમાં નંદ ગોપાલ થકી નંદા ભગવતી એવા નામથી ઉત્પન્ન થશે, તેમની જે ભક્તિભાવથી સ્તુતિ તથા પુજા કરશે, તેને સંપુર્ણ ત્રૈલોક્ય વશ થશે. ॥ ૧ ॥

कनकोत्तमकांतिःसासुकांतिकनकांबरा ॥
देवीकनकदामाढ्याकनकोत्त्रमभूषणा ॥२॥

ટીકાઃ--તેમનું ધ્યાન લક્ષણ કહું છું. કે, તે દેવી મુળથીજ સુંદર કાંતિયુકત છતાં, વિશેષ ઉત્કૃષ્ટ સુવર્ણની કાન્તી, સુવર્ણનાં વસ્ત્ર, સુવર્ણનીજ મેખલા (ઘુઘરિયોવાળો કંદોરો) તથા ઉત્કૃષ્ટ સુવર્ણનાંજ સર્વ ભુષણોપણ ધારણ કરનારાં થશે. ॥ ૨ ॥

कमलांकुशपाशाब्जैरलंकृतचतुर्भुजा ॥
इंदिराकमलालक्ष्मीःसाश्रीरुक्मांबुजासना ॥३॥

ટીકાઃ–અને કમલ, અંકુશ, પાશ [જાળ) તથા શંખ એ ચ્યાર આયુધો તેમની ચ્યાર ભુજાઓમાં શોભશે, એવાં એ ઇંદિરા, કમલા, લક્ષ્મી તથા શ્રી, એવાં ચ્યાર નામો ધારણ કરનારાં, સુવર્ણ કમલાસનપર શોભવા લાગશે. ॥ ૩ ॥

यारक्तदंतिकानामदेवीप्रोक्तामयानघ ॥
तस्याःस्वरूपंवक्ष्यामिश्रृणुसर्वभयापहं ॥ ४ ॥

ટીકાઃ--હવે હે નિષ્પાપ રાજા, પ્રથમ રકતદંતિકા નામનાં જે દેવી વર્ણવ્યાં, તેમનું સર્વ ભયોનો નાશ કરનારૂં સ્વરૂપ તને કહુંછું સાંભળ. ૪

रक्तांबरारक्तवर्णारक्तसर्वांगभुषणा ॥
रक्ततीक्ष्णनखारक्तदशनारक्तदंष्ट्रिका ॥ ५ ॥

ટીકાઃ—કે, જેઓ સ્વરૂપે રક્તવર્ણનાં છતાં, જેમણે રકત વસ્ત્ર પરિધાન કર્યા છે; તથા જેમના સઘળા અંગપર રકતવર્ણનાંજ ભુષણો (ઘરેણાં) છતાં, જેમના નખ તીક્ષ્ણ અને રકતવર્ણછે, અને જેમના દંત તથા દાઢયોપણ રકતવર્ણનાંજ છે. ॥ ५ ॥

पतिंनारीवानुरक्तादेवीभक्तंभजेज्जनं ॥
वसुधेवविशालासासुमेरुयुगलस्तनी ॥ ६ ॥

ટીકાઃ—જેમ પતિવ્રતા સ્ત્રી પતી તરફ અત્યંત આસકત હોયછે, તેમ એ દેવી ભકતજનપર પ્રેમ કરનારાં છે; તથા પૃથ્વી સમાન વિશાલછતાં, તેમના બેઉ સ્તન મેરૂ તુલ્ય છે. ॥ ६ ॥

दीर्घौलंबावतिस्थुलौतावतीवमनोहरौ ॥
कर्कशावतिकांतौतौसर्वानंदपयोनिधी ॥ ७ ॥

ટીકાઃ—તે અતિ દીર્ઘ, લંબાયમાન, અતિ સ્થુલ તથા કઠીણ છતાં, અતિશય રમણિય તથા મનોહર છે; કારણકે, જેમાં સર્વ પ્રાણીમાત્રને આનંદકારક દુધ ભરેલું છે, ॥ ७ ॥

भक्तान्संपाययेद्देवीसर्वकामदुघौस्तनौ ॥
खड्गंपात्रंचमुसलंलांगलंचबिभर्तिसा ॥ ८ ॥

ટીકાઃ—અને તે સ્તનો સકલ મનોરથો પુર્ણ કરનારાં હોવાથી, એ દેવી ભકત જનોને તે વડે નિરંતર સ્તનપાન કરાવેછે. એ રીતનાં એ દેવીએ ખડ્ગ, પાત્ર, મુસલ તથા હળ, એ ચ્યાર આયુધો ચારે ભુજાઓમાં ધારણ કર્યાં છે. ॥ ॥ ८ ॥ ॥

आख्यातारक्तचामुंडादेवीयोगेश्वरीतिच ॥
अनयाव्याप्तमखिलंजगत्स्थावरजंगमं ॥ ९ ॥

ટીકાઃ—એ રીતનાં એ રક્તચામુંડા દેવી, યોગેશ્વરી એવા નામથી પ્રખ્યાત છતાં, તેમણે સંપુર્ણ સ્થાવરજંગમાત્મક જગત વ્યાપ્ત કર્યું છે. ९

इमांयःपूजयेद्भक्त्यासव्याप्नोतिचराचरं ॥

अधीतेयइमंनित्यंरक्तदंत्यावपुस्तवं ॥१०॥

ટીકાઃ-એમની જે કોઇ ભક્તિથી પુજા કરશે, તેપણ સમસ્ત ચરાચર વિશ્વમાં ગુણકીર્તીથી વ્યાપ્ત થશે; અને જે કોઇ એ રક્તદંતીના રૂપના સ્તવનનું નિરંતર અધ્યયન કરશે, ॥ ૧૦ ॥

तंसापरिचरेद्देवीपतिंप्रियामिवांगना ॥
शाकंभरीनीलवर्णानीलोत्पलविलोचना ॥११॥

ટીકાઃ--તેનું એ દેવી, સર્વદા સેવન કરીને, તેની સમિપે નિવાસ કરશે. એ વિષે દૃષ્ટાંત એવું કે, જેમ પતિવ્રતા નારી, પતીનીજ અનન્ય બુધ્ધીથી સેવા કરેછે તેમ. હવે શાકંભરીનું સ્વરૂપ વર્ણવું છું. તે એમ કે, જે શાંકંભરીને પ્રથમ વર્ણવ્યાં, તે સ્વરૂપેં નીલવર્ણનાં છતાં, તેમનાં નેત્રપણ નીલ (ગળીયલ) કમલના જેવું છે. ॥ ૧૧ ॥

गंभीरनाभिस्त्रिवलीविभूषिततनूदरी ॥
सुकर्कशसमोत्तुंगवृत्तपीनघनस्तनी ॥१२॥

ટીકાઃ-અને તેમની નાભી ગંભીર છતાં, તેમનું સુક્ષ્મ ઉદર ત્રીવળીવડે સુશોભીત છે. તેમજ તેમના ઉભય સ્તન કઠીણ, સમાન ઉંચા વર્તુલ (ગોળ), પુષ્ટ તથા ઘટ્ટ છે. ॥ ૧૨ ॥

मुष्टिंशिलिमुखापूर्णंकमलंकमलालया ॥
पुष्पपल्लवमुलादिफलाढ्यंशाकसंचयं ॥१३॥

ટીકાઃ--અને તેઓ કમલમાં વાસ કરનારાં છતાં, તેમણે એક મુષ્ટી બાણોથી પરિપુર્ણ ભરીને, બીજા હાથમાં કમલ, ત્રીજામાં પુષ્પો, કોમલ પલ્લવ, મુળા વગેરે તથા ફલોવાળાંઅનેક પ્રકારનાં શાકોનો સમુદાય ધારણ કર્યો છે. ॥ ૧૩ ॥

काम्यानंतरसैर्युक्तंक्षुत्तृण्मृत्युभयापहं ॥
कार्मुकंचस्फुरत्कांतिबिभ्रतीपरमेश्वरी ॥१४॥

ટીકાઃ-તથા ચોથા હસ્તમાં કામ્ય એટલે શૃંગારાદી નવ રસયુક્ત છતાં

ક્ષુધા, તૃષા, મૃત્યુનો ભય હરનારૂં ધનુષ્ય, એ પરમેશ્વરીએ ધારણ કર્યું છે. એ ધનુષ્યની કાન્તીથી દશે દિશાઓ દૈદીપ્યમાન થાય છે. ॥ १४ ॥

शाकंभरीशताक्षीसासैवदुर्गाप्रकीर्तिता ॥
उमागौरीसतीचांडिकालिकासाचपार्वती ॥१५॥

ટીકાઃ—એવાં જે શાકંભરી, કે જેનેશતશંખ્યાંક નેત્રછે, તો દુર્ગા, ગૌરી, સતી, ચંડી, કાલિકા તથા પાર્વતીપણ તેઓજ જાણવાં. ॥ १५ ॥

शाकंभरींस्तुवन्ध्यायन्जपन्संपूजयन्नमन् ॥
अक्षय्यमश्नुतेशीघ्रमन्नपानादिकंफलं ॥१६॥

ટીકાઃ—એ રીતનાં શાકંભરીની જેસ્તુતી કરશે, એમના રૂપનું જે ધ્યાન કરશે, એમનાં મંત્રનો જે જપ કરશે તથા જે એમનું પુજન કરીને, એમને નમસ્કાર કરશે, તેમને શીઘ્ર અક્ષય અન્ન, પાનાદિક વગેરેની પ્રાપ્તિરૂપી ફલ પ્રાપ્ત થશે. ॥ १६ ॥

भीमापीनीलवर्णैवदंष्ट्रादशनभासुरा ॥
विशाललोचनावृत्ततुंगपीनपयोधरा ॥१७॥

ટીકાઃ—હવે ભીમા દેવીનું સ્વરૂપ વર્ણવુંછું. તે એમ કે, ભીમા પણ નીલવર્ણનાં છતાં, તેમની દાઢયો તથા દાંત અત્યંત પ્રકાશયુકત છે, તથા નેત્રોપણ વિશાલ છતાં, તેમના સ્તન ગોળ, ઉંચા તથા પુષ્ટ છે. ॥ १७ ॥

चंद्रहासंचडमरुंशिरःपात्रंचबिभ्रती ॥
एकवीराकालरात्रिःसैवोक्ताकामदास्तुता ॥१८॥

ટીકાઃ—અને તેમણે ખડ્ગ, ડમરૂ, મસ્તક તથા પાત્ર, એવાં ચ્યાર આયુધો ચ્યારે હસ્તમાં ધારણ કર્યાં છે. તેઓની સ્તુતી કરવાને યોગ્ય હોવાથી, તેમને એકવીશ, કાલરાત્રિ તથા કામદા કહેછે. ॥ १८ ॥

तेजोमंडलदुर्धर्षाभ्रामरीचित्रकांतिभृत् ॥
चित्रभ्रमरपाणिःसामहामारीतिगीयते ॥१९॥

ટીકાઃ—હવે મહામારીનું ધ્યાન કહું છું. કે, જેમની આજુબાજુએ મંડ-

લાકૃતિ તેજ હોવાથી, જેમણે અજીત છતાં વિચિત્ર કાન્તી ધારણ કરીછે, તથા હાથમાં ચિત્રવર્ણનો ભમરો ધારણ કર્યો છે. એવાં એ ભ્રામરી નામના પાર્વતી જાણવાં. તેમનેજ મહામારી કહેછે. ॥ ૧૯ ॥

इत्येतामूर्तयोदेव्याव्याख्यातावसुधाधिप ॥
जगन्मातुश्चंडिकायाःकीर्तिताःकामधेनवः ॥२०॥

ટીકાઃ—હે પૃથ્વીપતિ, એ રીતનાં એ દેવીનું સ્વરૂપ મેં તને કથન કર્યું. એ ચંડિકાની મુર્તિ, એમની ભક્તિ તથા કીર્તન કરનારને કામધેનુવત થાય છે. ॥ ૨૦ ॥

इदंरहस्यंपरमंनवाच्यंकस्यचित्वया ॥
व्याख्यानंदिव्यमूर्तिनामधीष्वावाहितःस्वयं ॥२१॥

ટીકાઃ—આ પરમ રહસ્ય તું કોઇને કહીશ નહીં; પરંતુ એ દિવ્ય મુર્તીના વ્યાખ્યાનનું, તું પોતે એકાગ્ર અંતઃકરણથી અધ્યયન કર. ॥ ૨૧ ॥

देव्याध्यानंतवाख्यातंगुह्याद्गुह्यपरंमहत् ॥२२॥

ટીકાઃ—માટે દેવીનું આ સર્વોત્કૃષ્ટ ધ્યાન, અતિ ગુહ્યથીપણ ગુહ્ય છતાં, મેં તને કથન કર્યું. ॥ ૨૨ ॥

इतीश्रीमार्कंडेयपुराणेसावर्णिकेमन्वंतरेदे
वीभगवतीमहात्म्येमूर्तिरहस्यंनाम
षोडशोऽध्यायः ॥१६॥

ઇતિશ્રી માર્કંડેયપુરાણે સાવર્ણીકે મન્વંતરે દેવી ભગવતી મહાત્મ્યે
મુર્તી રહસ્યંનામ સાર્થ ષોડષોઅધ્યાયઃ ॥ ૧૬ ॥
॥ ઇતિ સાર્થ સપ્તશતિ સમાપ્ત. ॥

---

મુલ સંસ્કૃત તથા તેપર કરેલી બીજા સમર્થ વિદ્વાનોની પૃથક પૃથક ભાષાઓની સબલ ટીકાઓને આધારે, ગુર્જરી ભાષાંતર કર્તા અમદાવાદ નિવાસી અસારવા પાટીદાર પટેલ. મુલજી પ્રેમજી.
શ્રીચંડિકાયૈપ્રસન્નમસ્તુ.

॥ श्रीगणपतिर्जयति ॥

---

# ॥ अथरात्रिसूक्तम् ॥

विश्वेश्वरींजगद्धात्रींस्थितिसंहारकारिणीं ॥ निद्रांभगवतींवि
ष्णोरतुलांतेजसःप्रभुः ॥ १ ॥ ब्रह्मोवाच ॥ त्वंस्वाहात्वंस्वधात्वं
हिवषट्कारःस्वरात्मिका ॥ सुधात्वमक्षरेनित्येत्रिधामात्रात्मि
कास्थिता ॥ २ ॥ अर्धमात्रास्थितानित्यायानुच्चार्याविशेषतः
॥ त्वमेवसंध्यासावित्रीत्वंदेविजननीपरा ॥ ३ ॥ त्वयैतद्धार्यते
विश्वंत्वयैतत्सृज्यतेजगत् ॥ त्वयैतत्पाल्यतेदेवित्वमत्स्यंतेचस
र्वदा ॥ ४ ॥ विसृष्टौसृष्टिरूपात्वंस्थितिरूपाचपालने ॥ तथा
संहृतिरूपांतेजगतोस्यजगन्मये ॥ ५ ॥ महाविद्यामहामाया
महामेधामास्मृतिः ॥ महामोहाचभवतीमहादेवीमहासुरी ॥
प्रकृतिस्त्वंचसर्वस्यगुणत्रयविभाविनी ॥ कालरात्रिर्महारात्रि
र्मोहरात्रिश्चदारुणा ॥ ७ ॥ त्वंश्रीस्त्वमीश्वरीत्वंह्रीस्त्वंबुद्धिर्बो
धलक्षणा ॥ लज्जापुष्टिस्तथातुष्टिस्त्वंशांतिःक्षांतिरेवच ॥ ८ ॥
खड्गिनिशूलिनीघोरागदिनीचक्रिणीतथा ॥ शंखिनीचापिनी
बाणभूशुंडीपरिघायुधा ॥ ९ ॥ सौम्यासौम्यतराशेषसौम्ये
भ्यस्त्वतिसुंदरी ॥ परापराणांपरमात्वमेवपरमेश्वरी ॥ १० ॥
यच्चकिंचित्क्वचिद्वस्तुसदसद्वाखिलात्मिके ॥ तस्यसर्वस्ययाश
क्तिस्सात्वंकिंस्तूयसेतदा ॥ ११ ॥ ययात्वयाजगत्स्रष्टाजगत्पा

त्यत्तियेजगत् ॥ सोपिनिद्रावशंनीतःकस्त्वांस्तोतुमिहेश्वरः ॥१२॥ विष्णुश्शरीरग्रहणमहमीशानएवच ॥ कारितास्तेयतोतस्त्वांकस्स्तोतुंशक्तिमान्भवेत् ॥१३॥ सात्वमित्थंप्रभावैस्स्वैरुदारैर्देविसंस्तुता ॥ मोहयैतौदुराधर्षावसुरौमधुकैटभौ ॥१४॥ प्रबोधंचजगत्स्वामीनीयतामच्युतोलघु ॥ बोधश्चक्रियतामस्यहंतुमेतौमहासुरौ ॥१५॥ इतिरात्रिसूक्तम् ॥

---

## ॥ श्रीगणपतिर्जयति ॥

# अथोत्तरन्यासः

खड्गिनीशूलिनीघोरा०हृदयायनमः ॥ शूलेनपाहिनोदेवि० शिरसेस्वाहा ॥ प्राच्यांरक्षप्रतीच्यांच०शिखायैवषट् ॥ सौम्यानियानिरूपाणि०कवचायहुं ॥ खड्गशूलगदादीनि०नेत्रत्रयायवौषट् ॥ सर्वस्वरूपेसर्वेशे०अस्त्रायफट् ॥अथध्यानं॥ विद्युद्दामसमप्रभांमृगपतिस्कंधस्थितांभीषणांकन्याभिःकरवालखेटविलसद्धस्ताभिरासेवितां ॥ हस्तैश्चक्रधरालिखेटाविशिखांश्चापंगुणन्तर्जनीं बिभ्रामणामनलात्मिकां शशिधरांदुर्गांत्रिनेत्रांभजे ॥ १ ॥ अथदेवीसूक्तं ॥ नमोदेव्यैमहादेव्यैशिवायैसततंनमः ॥ नमःप्रकृत्यैभद्रायैनियताःप्रणताःस्मतां १ रौद्रायैनमोनित्यायैगौर्यैधात्र्यैनमोनमः ॥ ज्योत्स्नायैचेंदुरूपिण्यैसुखायैसततंनमः ॥ २ ॥ कल्याण्यैप्रणतांवृद्ध्यैसिद्ध्यैकु

र्म्मोनमोनमः॥नैर्ऋत्यैभूभृतांलक्ष्म्यैशर्वाण्यैतेनमोनमः॥३॥
दुर्गायैदुर्गपारायैसारायैसर्वकारिण्यै ॥ ख्यात्यैतथैवकृष्णायै
धूम्रायैसततंनमः ॥ ४ ॥ अतिसौम्यातिरौद्रायैनतास्तस्यैन
मोनमः ॥ नमोजगत्प्रतिष्ठायैदेव्यैकृत्यैनमोनमः ॥ ५ ॥ या
देवीसर्वभूतेषुविष्णुमायेतिशब्दिता ॥ नमस्तस्यैनमस्तस्यैन
मस्तस्यैनमोनमः ॥ ६ ॥ यादेवीसर्वभूतेषुचेतनेत्यभिधीयते ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ ७ ॥ यादेवीसर्वभू
तेषुबुद्धिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमो
नमः ॥ ८ ॥ यादेवीसर्वभूतेषुनिद्रारुपेणसंस्थिता ॥ नमस्त
स्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ ९ ॥ यादेवीसर्वभूतेषुक्षु
धारूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोन
मः ॥१०॥ यादेवीसर्वभूतेषुच्छायारूपेणसंस्थिता ॥ नमस्त
स्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥११॥ यादेवीसर्वभूतेषुश
क्तिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोन
मः ॥१२॥ यादेवीसर्वभूतेषुतृष्णारूपेणसंस्थिता ॥ नमस्त
स्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१३॥ यादेवीसर्वभूतेषुक्षां
तिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः
॥१४॥ यादेवीसर्वभूतेषुजातिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैन
मस्तस्यैनमस्तस्यैनमोनमः ॥ १५ ॥ ॥ ॥ ॥ ॥ ॥ ॥ ॥
यादेवीसर्वभूतेषुलज्जारूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यै
नमस्तस्यैनमोनमः ॥ १६ ॥ यादेवीसर्वभूतेषुशांतिरूपेणसं

स्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१७॥ यादे
वीसर्वभूतेषुश्रद्धारूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्त
स्यैनमोनमः ॥१८॥ यादेवीसर्वभूतेषुकांतिरूपेणसंस्थिता ॥
नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥१९॥ यादेवीसर्वभू
तेषुलक्ष्मीरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैन
मोनमः ॥२०॥ यादेवीसर्वभूतेषुवृत्तिरूपेणसंस्थिता ॥ नम
स्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२१॥ यादेवीसर्वभूते
षुस्मृतिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैन
मोनमः ॥२२॥ यादेवीसर्वभूतेषुदयारूपेणसंस्थिता ॥ नम
स्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२३॥ यादेवीसर्वभूतेषु
तुष्टिरूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोन
मः ॥२४॥ यादेवीसर्वभूतेषुमातृरूपेणसंस्थिता ॥ नमस्तस्यै
नमस्तस्यैनमस्तस्यैनमोनमः ॥२५॥ यादेवीसर्वभूतेषुभ्रांति
रूपेणसंस्थिता ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोनमः॥
॥२६॥ इंद्रियाणामधिष्ठात्रीभूतानांचाखिलेषुया ॥ भूतेषुसत
तंतस्यैव्याप्त्यैदेव्यैनमोनमः ॥२७॥ चितिरूपेणयाकृत्स्नमेत
द्व्याप्यास्थिताजगत् ॥ नमस्तस्यैनमस्तस्यैनमस्तस्यैनमोन
मः ॥२८॥ स्तुतासुरैःपुर्वमभीष्टसंश्रयात्तथासुरेंद्रेणादिनेषुसे
विता ॥ करोतुसानःशुभहेतुरीश्वरीशुभानिभद्राण्यभिहंतुचा
पदः ॥२९॥ यासांप्रतंचोद्धतदैत्यतापितैरस्माभिरीशाचसुरैर्न
मस्यते ॥ याचस्मृतातत्क्षणमेवहंतिनःसर्वापदोभक्तिविनम्र

मूर्तिभिः ॥३०॥ इतिदेवीसूक्तंपठित्वाष्टोत्तरशतंनवार्णजपंकृ
त्वातदुत्तरन्यासान्विधाय॥गुह्यातिगुह्यगोप्त्रीत्वंगृहाणाऽस्म
त्कृतंजपम् ॥ सिद्धिर्भवतुमेदेवित्वत्प्रसादान्महेश्वरि ॥ इतिदे
व्यावामहस्तेजपंनिवेदयेत् ॥ ॥ श्रीमहालक्ष्मीर्जयति ॥ ॥
अस्यश्रीसप्तशतीरहस्यत्रयस्य ॥ नारायणऋषिः ॥ अनुष्टुप्
छन्दः ॥ महाकालीमहालक्ष्मीमहासरस्वत्योदेवताः ॥ यथो
क्तफलावाप्त्यर्थंजपेविनियोगः ॥

---

## ॥ श्रीगणपतिर्जयति ॥

## ॥ अथ महालक्ष्म्यष्टक प्रारंभः ॥

श्रीगणेशायनमः ॥ इंद्रउवाच ॥ नमस्तेऽस्तुमहामायेश्रीपी
ठेसुरपूजिते॥शंखचक्रगदाहस्तेमहालक्ष्मिनमोऽस्तुते ॥१॥
नमस्तेगरुडारूढेकोलासुरभयंकरि ॥ सर्वपापहरेदेविमहा
लक्ष्मि ॥ २ ॥ सर्वज्ञेसर्ववरदेसर्वदुष्टभयंकरि ॥ ॥ सर्वदुःख
हरेदेवामहालक्ष्मि ॥ ३ ॥ सिद्धिबुद्धिप्रदेदेविभुक्तिमुक्तिप्रदा
यिनि ॥ मंत्रमूर्तेसदादेविमहालक्ष्मि ॥ ४ ॥ आद्यंतरहितेदे
विआद्यशक्तिमहेश्वरि ॥ योगजेयोगसंभूतेमहालक्ष्मि ॥५॥
स्थूलसूक्ष्ममहारौद्रेमहाशक्तिमहोदरे ॥ महापापहरेदेविम
हालक्ष्मि ॥ ६ ॥ पद्मासनस्थितेदेविपरब्रह्मस्वरूपिणि ॥ प
रमेशिजगन्मातर्महालक्ष्मि ॥ ७॥ श्वेतांबरधरेदेविनानाऽलं

कारभूषिते ॥ जगत्स्थितेजगन्मातर्महालक्ष्मि ॥ ८ ॥ महालक्ष्म्यष्टकस्तोत्रंयःपठेद्भक्तिमान्नरः ॥ सर्वसिद्धिमवाप्नोतिराज्यंप्राप्नोतिसर्वदा ॥ ९ ॥ एककालंपठेन्नित्यंमहापापविनाशनम् ॥ द्विकालंयःपठेन्नित्यंधनधान्यसमन्वितः ॥१०॥ त्रिकालंयःपठेन्नित्यंमहाशत्रुविनाशनम् ॥ महालक्ष्मीर्भवेन्नित्यंप्रसन्नावरदाशुभा ॥११॥ इतींद्रकृतःश्रीमहालक्ष्म्यष्टकस्तवः संपूर्णः ॥ ॥

---

## ॥ श्रीगणपतिर्जयति ॥

---

## ॥ अथत्रिपुरसुंदरीस्तोत्रप्रारंभ ॥

श्रीगणेशायनमः ॥ कदंबवनचारिणींमुनिकदंबकादंबिनींनितंबजितभूधरांसुरनितंबिनीसेबिताम् ॥ नवांबुरुहलोचनामभिनवांबुदश्यामलांत्रिलोचनकुटुंबिनींत्रिपुरसुंदरीमाश्रये १ कदंबवनवासिनींकनकवल्लकीधारिणीं महार्हमणिहारिणींमुखसमुल्लसद्वारुणीम्॥ दयाविभवकारिणींविशदलोचनींचारिणींत्रिलोचनकुटुंबिनींत्रिपुरसुंदरीमाश्रये ॥ ॥ २ ॥ ॥ ॥ ॥ ॥ कदंबवनशालयाकुचभरोल्लसन्मा लयाकुचोपमितशैलयागुरुकृपालसद्वेलयामदारुणकपोलयामधुरगीतवाचालयाकयापिघननीलयाकवचितावयंलिलया॥३॥ कदंबवनमध्यगांकनकमंडलोपस्थितांषडंबुरुहवासिनींसततसिद्धसौदामिनीम्॥विडंबितजपारुचिंविकचचंद्रचूडामणिं त्रिलोचनकुटुंबिनीं त्रिपुर

सुंदरीमाश्रये ॥ ४ ॥ कुचांचितविपंचिकांकुटिलकुतलालंकृतां कुशेशयनिवासिनींकुटिलचित्तविद्वेषिणीम् ॥ मदारुणविलोचनांमनसिजारिसंमोहिनीं मतंगमुनिकन्यकां मधुरभाषिणीमाश्रये ॥ ५ ॥ स्मरेत्प्रथमपुष्पिणींरुधिरबिंदुनीलांबरांगृहीतमधुपात्रिकांमधुविघूर्णनेत्रांचलाम् ॥ घनस्तनभरोन्नतांगलितचूलिकांश्यामलां त्रिलोचनकुटुंबिनीं त्रिपुरसुंदरीमाश्रये ॥ ६ ॥ सकुकुमविलेपनामलकचुंबिकस्तूरिकांसमंदहसितेक्षणांसशरचापपाशांकुशाम् ॥ अशेषजनमोहिनीमरुणमाल्यभूषांबरांजपाकुसुमभासुराजपविधौस्मराम्यंबिकाम् ॥ ७ ॥ पुरंदरपुरंध्रिकांचिकुरबंधसैरंध्रिकांपितामहपतिव्रतांपटुपटीरचर्चारताम् ॥ मुकुंदरमणींमणीलसदलंक्रियाकारिणींभजामि भुवनांबिकांसुरवधूटिकाचेटिकाम् ॥ ८ ॥ इतिश्रीमत्परमहंसपरिव्राजकाचार्य श्रीमच्छंकराचार्य विरचितं त्रिपुरसुंदरीस्तोत्रंसंपूर्णम् ॥ ॥

